બા લ ગ્ર ન્થા વ લિ પુ સ્ત ક : ૩

# ભેરૂ

ગિજુભાઇ અને જુગતરામ



પ્રકાશક :
ગૂજરાત સાહિત્ય મંદિર
અમદાવાદ

મૂલ્ય :

| સંવત | બાલ[illegible] ૦-૬-૬ | આવૃત્તિ |
| --- | --- | --- |
| ૧૯૮૪ | છૂટક ... ૦-૯-૦ | પ્હેલી |

## બાલગ્રન્થાવલિનાં પુસ્તકો

| | |
|---|---|
| સુંદર વાતો<br>ગિજુભાઈ | ૦—૬—૦ |
| દેવકથાઓ<br>ચન્દ્રશંકર | ૦—૬—૦ |
| મેરૂ<br>ગિજુભાઈ અને જુગતરામ | ૦—૯—૦ |
| શકુંતલા<br>મોંઘી'બેન | ૦—૪—૦ |
| પડઘા<br>ધૂમકેતુ | ૦—૫—૦ |

ગૂજરાત સાહિત્ય મંદિર



મુદ્રણસ્થાન : 'વસંત મુદ્રણાલય
મુદ્રક: ચિમનલાલ ઈશ્વરલાલ મ્હેતા
ઘીકાંટારોડ ∴ અમદાવાદ

# પ્રસ્તાવના.

(૧)

લેખકો પાસેજ પ્રસ્તાવના પણ લખાવવી એ મારા જેવા લેખકને તો નથી ગમતું. મારા સહલેખક જુગતરામે આ કામ કર્યું હોત તો મઝા આવત પણ એ તો બારડોલી સત્યાગ્રહમાં છે.

આ પુસ્તક "મોટીબેન" પછીનું છે. મોટીબેન પહેલાંનાં પુસ્તકો તે ચાલણગાડી નાની અને ચાલણગાડી મોટી. આ પછીનું પુસ્તક 'આંબાવાડીયું' થશે. ત્યાર પછીનું ને ત્યાર પછીનું લેખકોની કલ્પનામાં છે.

આ પુસ્તકોની પાછળ એક ચોક્કસ યોજના છે. પાઠ્ય-પુસ્તક રૂપે વાપરી શકાય તેવાં આ પુસ્તકો છે અને થશે; છતાં વસ્તુ, ભાષા, અને શૈલીથી એક એક પુસ્તક આગળ જતું લખીને વિષયવિવિધતાભર્યાં ઇતર વાચનનાં પુસ્તકો

સુધરેલા જમાનાના શિક્ષકોનું એ પ્રેમપાત્ર બની જશે. મને તો એટલી ખબર હતી કે મારા નાનકડા આઠ વરસની ઉંમરના મિત્ર નાથુભાઈને 'મોટી બહેન' પાસેથી છટકીને શહેરમાં ખેલવા કૂદવા નાસી જવાનું મન થયું હતું. શેરીમાં સાથે રમવા 'ભેરૂ' જોઇએ ને ? એની હાજત નજર સામે રાખીને આ પુસ્તક લખાયું છે. પણ આની સાથે ખેલવાનો હક્ક એકલા નાથુભાઇનો જ નથી; ગુજરાતના બધા છોકરાઓ તેની સાથે આનંદથી ખેલી શકશે.

જુગતરામ





## પા ઠ સુ ચિ



ચાંદા તારી ચાનણી,
મારી પોષી પુનમ. [ પૃ. ૫૦ ]

વસંત પ્રિ. પ્રેસ : અમદાવાદ

# ભેરુ

## હિન્દ માતા

૧

આપણે સૌ હિન્દ માતાનાં સંતાનો છીએ. આપણે ત્રીસ કરોડ હિન્દીઓ ભાઈ ભાઈ છીએ.

પહાડ જેવા પંજાબીઓ આપણા ભાઈઓ જ છે. ખુલ્લે માથે ફરનારા બંગાળીઓ પણ આપણા ભાઇઓ છે. ટૂંકાં ધડ ને મોટાં માથાંવાળા મરાઠાઓ હિન્દ માતાનાં જ બાળ છે. ગોરા કાશ્મીરીઓ અને શામળા મદ્રાસીઓ પણ આપણા ભાઈઓ જ છે.

૨

ગંગાજમુનાનું પાણી પીનારાઓ પણ આપણા જ ભાઈઓ, સિન્ધુ નદીનું પાણી પીનારાઓ પણ આપણા



ભાઈઓ અને ગોદાવરી અને કાવેરીનાં પાણી પીનારાઓ પણ આપણા ભાઈઓ જ. એ બધી નદીઓ આપણી સૌની માતાઓ છે.

આપણે ત્રીસ કરોડ ભારત માતાનાં સંતાનો એકી સાથે બોલીએઃ—

ભારત હમારા દેશ હૈ,
હિત ઉસકા નિશ્ચય ચાહેંગે;
ઉસકે હિતકે કારને
હમ કુછ ન કુછ કર જાયેંગે.

ભારત હમારી માતૃભૂમિ
ઉસકા ઋણ હમ પર હૈં બહુત;
ઉસકે મિટાનેકે લિયે
હમ કુછ ન કુછ કર જાયેંગે.

ચાહે કિતને કષ્ટ હમકો
ક્યોં ન હો ઉસકે લિયે;
સબ સહંગે, મર મિટેંગે,
કુછ ન કુછ કર જાયેંગે.



# પ્રાર્થના

નારાયણનું નામ જ લેતાં વારે તેને તજીએ રે.
મનસા વાચા કર્મણા કરીને લક્ષ્મીવરને ભજીએ રે.
નારાયણનું૦

કુળને તજીએ, કુટુંબને તજીએ, તજીએ મા ને બાપ રે;
ભગિની સુત દારાને તજીએ, જેમ તજે કંચુકી સાપ રે.
નારાયણનું૦

પ્રથમ પિતા પ્રહ્લાદે તજીયા, નવ તજીયું હરિનું નામ રે,
ભરત શત્રુઘ્ને તજી જનેતા, નવ તજીયા શ્રીરામ રે.
નારાયણનું૦

ઋષિપત્ની શ્રીહરિની કાજે તજીઆ નિજ ભરથાર રે;
તેમાં તેનું કાંઈએ ન ગયું, પામી પદારથ ચાર રે.
નારાયણનું૦

વ્રજવનિતા વિઠ્ઠલને કાજે, સરવ તજી વન ચાલી રે,
ભણે નરસૈંયો વૃંદાવનમાં, તે તો ઘણું મહાલી રે.
નારાયણનું૦



# ફુલાભાઈની જાનમાં

રામુ હતો મામાનો દિકરો અને મણિ હતી ફોઇની દિકરી. બન્નેને બહુ બનતું.

એક દિવસ પાસે પાસે બેસીને બન્ને ભાઈ બહેન કાંતતાં હતાં. કાંતતાં જાય ને વાતો કરતાં જાય.

મણિ કહેઃ "ફુલાભાઇની જાનમાં કેવી મજા પડી હતી?"

"સાચે, ભાણી બહેન, મને તો બહુ જ મજા પડી હતી. ગાડામાં બેસવાની કેવી લહેર!"

"અને રામુ, તું તો વળી ગાડાવાળા પાસે જઇને બળદને હાંકવા લાગે?"

"હા; અને ભાણી બહેન, પેલા કાળિયા બળદ બહુ સારા હતા હોં, જરાક ડચકારો કરૂં કે દોડવા

માંડે અને એને જરા હાથ અડાડીએ ત્યાં તો એવા દોડે એવા દોડે ને કે જાણે હરણિયાં ફાળ ભરતાં હોય."

"અને રામુ, રામુ, વાટમાં ધાંચ આવે ત્યારે કેવી ગમ્મત. હું તો એક વાર એવી ગબડી ગઈ કે જતી પડી મામીના ખોળામાં!

"ભાણી બહેન, તમે બધાં પરોઢિયામાં વહેલાં પરભાતિયાં ગાતાં તે તો જાણે હજુ કાનમાંથી ખસ્યાં નથી. ગાડાં ધીરે ધીરે ચાલ્યાં જતાં હોય, આકાશમાં તારાઓ ચમકતા હોય, પૂર્વ દિશામાં સૂર્યનારાયણના રથનો આછો આછો પ્રકાશ ફુટવા લાગ્યો હોય, અને આ તરફથી તમે ને ફોઈબા ને બા ને કાશી બહેન ને ચંચળ કાકી એ બધાં મળીને મધુર પરભાતિયાં ઉપાડો–ઓહોહો, એ ફુલાભાઇની જાન કદી નહિ ભૂલાય."

"અને રામુ, પેલા કોઈક ગામને પાદર બપોરા કરેલા તે સાંભરે છે?"

"હા ભાણી બહેન હા, કેમ ન સાંભરે! એ ગામના તળાવમાં બધાં ખૂબ નહાએલાં. ગાડામાં ટીચાઈ

ટીચાઇને થાક ચડેલો તે બધો મારો તો સાવ ઉતરી ગયો હતો. ”

“ તેં બળદને પણ નહવડાવેલા, નહિ ? ”

“ હાસ્તો, સાચે જ એ કાળિયાઓ મને સગા ભાઈ જેવા થઈ ગયા હતા. ”

“ પછી આપણે પેલા વડ નીચે ભાથું ખાવા બેઠાં હતાં. ”

“ હા ભાણી બહેન, એ ભાથા જેવી મીઠાશ મને પકવાનોમાં પણ લાગી નથી. ”

“ મીઠાશ કાંઈ ખોરાકમાં થોડી જ હોય છે ? મીઠાશ તો ભૂખમાં રહેલી છે. ”

“ લો ભાઇ, આપણી પૂણીઓ તો ખૂટી રહી. ”

“ મારેયે બે જ બાકી રહી છે. ”

“ લાવ રામુ, આપણે એક એક પૂણી વહેંચી લઇએ. ”



# ઉજાણી

નાનપણનો એક દિવસ યાદ આવે છે. અમે એક દહાડો ઉજાણી કરવા ગયાં હતાં.

અમારા ગામથી બે ગાઉ છેટે શંકરની નાની દેરી છે. નાની સરખી તલાવડી છે અને તેની પાળ ઉપર દેરી છે.

પાળ ઉપર ઝાડની સુંદર ઘટા છે. વડ, પીંપળા, પીંપળ, જાંબુડા, લીંમડા એ બધાં ઝાડ તે પાળ ઉપર હારબંધ આવી રહ્યાં છે. ઝાડોની ઘટાને લીધે શંકરની દેરી પાસે ખરે બપોરે પણ સવારના જેવી ઠંડક રહે છે.

બધી તૈયારી અમે આગલા દિવસે જ કરી રાખી હતી. લાડુ રાત્રે કરી રાખ્યા હતા. કેળાં ને જામફળ ને શેરડી પણ આણી રાખ્યાં હતાં.

તે દહાડે મળસ્કામાં હું મારી મેળે જાગી ગયો. રામજી કાકાનું ગાડું તૈયાર જ હતું. બધા મને કહે કે

ગાડામાં બેસ, પણ હું તો કાંઇ ન બેઠો. મારી બહેન બેઠી, તેની બહેનપણી સાથે આવી હતી તે પણ બેઠી. સાવ નાનાં છોકરાંઓ હતાં તેમને ગાડામાં બેસાડયાં. હું તો કુદતો કુદતો સૌના મોઢા આગળ ચાલતો હતો.

દેરીએ પહોંચ્યાં ત્યારે સૂર્ય બરાબર ઉગતો હતો. મેં નમસ્કાર કરીને કહ્યું. "સૂરજ નારાયણ, પધારો અમારી ઉજાણીમાં."

પાળ ઉપર ગાડું છોડી, બધો સામાન એક ઝાડની નીચે ગોઠવી પ્રથમ અમે તળાવડીમાં ખૂબ નહાયાં. અમે બે ચાર જણ તો તરતા તરતા સામે કાંઠે પણ ગયા.

નહાઇ રહ્યા પછી શંકરનાં દર્શન કરી બધાં ખાવા બેસવાની તૈયારી કરતાં હતાં, તેવામાં મેં એક ગમ્મત કરી. હું એક જાંબુડા ઉપર ચડી ગયો, ફાંટ ભરીને જાંબુ ઉતારી લાવ્યો અને તે જમતી વખતે સૌને વહેંચી આપ્યાં.

શી વાત કહું એ ઉજાણીની ! એ તળાવડી, એ દેરી, એ જાંબુડાં !



# પતંગ

## ૧

" મોટા ભાઈ, કાલે ઉત્તરાણ છે, મને પતંગ લાવી આપશો ? "

" ના ભાઈ, લાવી આપવાની વાત ખોટી. "

"કેમ ? અમારી શાળાના બધા છોકરાઓ નદીએ જઇને પતંગ ચગાવવાના છે. અમે ન જઈએ ? "

" હું જવાની ક્યાં ના પાડું છું ? "

" પણ મોટાભાઈ, પતંગ વગર જઇને હું શું કરૂં? "

" પતંગ વગર શું કામ જવું પડે ? તારી મેળે બનાવી લે તો. કાગળ, વાંસની ચીપ; ગુંદર બધું આપું "

" એમ ? તો તો મારે બીજું શું જોઈએ ? પણ મને શીખવજો હોં. "

## ૨

" ચાલ ચીનુ, આપણે પતંગ બનાવીએ. "

" મોટાભાઈ, જોઉં જોઉં કાગળ. આવો લાલ રંગ મને બહુ ગમે છે. "

" આ ખપાટને શું કરશો મોટાભાઇ ? "

" તું જો તો ખરો. પહેલાં આ કાગળને ચોરસ કાપવો પડશે ને ? "

" અલ્યા હા હા. પણ એક કાગળ મોટો અને એક કાગળ નાનો કેમ કાપ્યો ? "

" મોટાભાઇ મોટા માટે એનો મોટો પતંગ અને ચીનુભાઈ નાનો માટે એનો નાનો પતંગ ! "

" હં, પોતે પણ ચગાવવાના છો કાં ? મોટાભાઈ, મને તમારી સાથે જ લઇ જજો હો. "

" સારૂં સારૂં; ચીનુ, મારા ખીસામાંથી ચપ્પુ લાવ તો ભાઇ."

" હા, લો. "

" જો, આ ખપાટને છોલીને તેની પાતળી ચીપ બનાવું છું. "

" મોટાભાઈ, હું છોલું ? "

" જરા રહે, પછી તને પણ આપું છું. "

" મોટાભાઈ, આ કાગળની પટ્ટીઓ પડી છે તે લઉં ? "

" જરૂર તેનું શું કરીશ ? "

" એમાંથી સુંદર સુંદર ફૂલ બનાવીને મારા પતંગને ચોડીશ. "

૩

મોટાભાઇ સાથે ચીનુ નદીએ ગયો. નદીને કાંઠે એની શાળાના ઘણા છોકરાઓ આવ્યા હતા.

છેલુ પાસે પતંગ નહોતો. ચીનુએ એને કહ્યું: "ચાલ છેલુ આપણે બે મળીને મારો પતંગ ઉડાડીએ." છેલુએ હાથમાં દોર ઝાલ્યો. ચીનુ પતંગ લઈને છેટે ગયો.

" છેલુ, મૂકું છું હોં, દોર તાણજે. "

છેલુ નાનો હતો. એને પતંગ ચગાવતાં ક્યાંથી આવડે? દોર ખેંચવા ગયો ત્યાં પતંગ ભટ દઇને ભોંય ઉપર અથડાયો ને ફાટી ગયો.

સમજુ ચીનુ કહે, " ઓહો, એમાં શું થઈ ગયું? ચાલો આપણે એને સાંધી લઇએ. " ચીનુએ કાગળની પટ્ટી ચોડી ને પતંગને હતો તેવો કરી દીધો.

ચીનુ અને છેલુ મોડે સુધી નદીની રેતમાં રમ્યા. ઘેર જતાં ચીનુએ કહ્યું, " છેલુ કાલે મારે ઘેર આવજે, આપણે નવો પતંગ બનાવીશું. "



# સાગર

ખારાં ખારાં ઉસ જેવાં—
આછાં આછાં તેલ,
પોણી દુનિયા ઉપર એવાં-
પાણી રેલમછેલ !

આરો કે ઓવારો નહિ,
પાળ કે પરથારો નહિ,
સામો તો કિનારો નહિ,
પથરાયા એ જળભંડાર સભર ભર્યાં !

કિનારાના ખડકો સાથે-
ધીંગામસ્તી કરતો કરતો,
ફીણુથી ફુંફાડા કરતો,
ઓરો આવે, આઘો થાય,
ને ભરતીઓટ કરતો જાય.

ઉંડો ઉંડો ગજબ ઉંડો !
માણસ ડૂબે, ઘોડાં ડૂબે !
ઉંચાં ઉંચાં ઊંટ ડૂબે !
હાથી જેવાં તૂત ડૂબે !
કિલ્લાની કિનાર ડૂબે !
મહેલના મિનાર ડૂબે !
તાડ જેવાં ઝાડ ડૂબે !
મોટા મોટા પહાડ ડૂબે !
ગાંડો થઇને રેલે તો તો
આખી દુનિયા જળબંબોળ જળબંબોળ.

એનાં પાણી, એનું પેટ–
એવાં મોટાં જબરદસ્ત,
નાની નાની માછલીઓના–
થાય મોટા મગરમચ્છ !

( ત્રિભુવન વ્યાસ )
નવાં ગીતો

# દાદા

મારા દાદા બહુ સારા હતા. અમે સૌ તેમને બાપા કહેતા. આખું ગામ પણ તેમને બાપા કહીને બોલાવતું.

બાપા રોજ સવારે ચાર વાગે ઉઠતા. નહાઈ ધોઇને તેઓ પૂજા પાઠ કરતા. તેઓ ઠાકોરજીની આરતી ઉતારતા અને પ્રસાદ પણ ધરાવતા. અમે નાનાં નાનાં ભાંડુઓ નહાઇને ઠાકોરજીનાં દર્શન કરવા જતાં. એક એક માળા ફેરવીએ એટલે અમને પ્રસાદ મળતો. અમે કોડિયાંની તાજુડી બનાવી હતી. તેનાથી તોળીને અમે પ્રસાદ વહેંચી ખાતાં.

અમે રાત્રે મોડે સુધી રમીએ અને પછી સવારે મોડાં ઉઠીએ, પણ બાપાને એ ન ગમતું. સવારમાં નહાઇને પૂજાની ઝારી લઇને નીકળતા ત્યારે તેઓ અમારાં મોઢાં ઉપર ટાઢું પાણી છાંટતા અને કહેતા કેઃ—

" ........બ્હેન, ઉઠો સોનાનાં નળિયાં થયાં."

" ........ભાઈ, ઉઠો પ્રસાદ ખાવો છે ને ?"

" ........ભાઇ, ઉઠો પેલું સ્તોત્ર શીખવું છે ને ?"

બાપા રોજ સાંજના મંદિરમાં જતા. અમને પણ સાથે તેડી જતા. કોઈ વાર અમે રમતમાં ચડી જઇએ અને મંદિર ન જઈએ તો બાપા કહેશે, "મંદિર ન જવાય હો, ત્યાં મોટા મોટા વાઘ બેઠા છે !"

બાપાને ઘણું સરસ તરતાં આવડતું. એકવાર તેઓ મને તળાવ નહાવા તેડી ગયા હતા. મને બે હાથ પર સુવાડીને તેમણે તરતાં શીખવી દીધું. હું શી રીતે શીખી ગયો એની મને તો ખબરે ન પડી. એક બે વાર ન આવડ્યું, પણ પછી મારી મેળે ઢબ ઢબ કરવા મંડી ગયો. જ્યારે જ્યારે કોઈ તળાવમાં પડું છું, કે નદીમાં તરૂં છું કે કુવામાં ધુબકા મારૂં છું ત્યારે ત્યારે બાપા સાંભર્યા વિના રહેતા નથી.

બાપા બહુ સારા હતા.



# ચાલો પાણી ભરવા પાણિયારી

"હેં બા, આજ હું તારી સાથે પાણી ભરવા આવું ?"

"એમ ? તારે પાણી ભરવા આવવું છે ?"

"હા બા, મને માથે બેડું લઇને પાણી ભરવું ઘણું ગમે છે ?"

"ભલે ત્યારે ચાલ પેલો નાનો ઘડો પડયો છે, તે લે અને તેના ઉપર પેલો કાકરનો લોટો લેજ. એ તારૂં બેડું."

કમુબા તો રાજી રાજી થઈ ગયાં. માથે ઇંઢાણી મૂકી, તેના ઉપર ઘડો મૂકયો, કાકરનો લોટો કેડે લીધો અને મલકાતાં મલકાતાં બાની સાથે પાણી ભરવા ચાલ્યાં.

કુવે આવીને બા બેડું ઉટકવા બેઠાં. બાનું જોઇને કમુબહેન પણ પોતાનું બેડું ઉટકવા લાગ્યાં. બેડાં

સરસ ઉટકયાં કે સૂર્યનાં કિરણોથી ઝળક ઝળક થવા લાગ્યાં.

બાના મનમાં એમ કે, હવે પાણી સીંચીને કમુનું બેડું પહેલું ભરી આપીશ. પણ કમુને તો પાણી પણ પોતાને જ હાથે સીંચવું હતું. તેણે બા પાસેથી દોરડું માગી લીધું અને ગાળો કરીને પોતાના લોટામાં નાખ્યો, પછી લોટ લોટે કુવામાંથી પાણી સીંચીને તેણે ઘડો છલોછલ ભર્યો. ત્યાર પછી લોટા ભરી લીધો.

પછી માથા ઉપર ઇંઢોણી ગોઠવી અને તેના ઉપર ઘડો પોતાને હાથે મૂકયો. તેની બાએ તેના ઉપર જાળવીને લોટા મૂકી આપ્યો, પછી પાણીની હેલ ઉપાડીને કમુબા લહેંકતાં લહેંકતાં ચાલ્યાં જાય અને ચાલતાં ચાલતાં ઝીણે સાદે ગાતાં જાયઃ—

સાહેલડી સુખિયારી રે,
ચાલો પાણી ભરવા પાણિયારી !



સાહેલડી સુખિયારી રે,
ચાલો પાણી ભરવા પાણ્યારી !

કમુ પાણી ભરીને ઘર પાસે પહોંચી ત્યાં તો ભાઇ

સાહેલડી સુખિયારી રે,
ચાલો પાણી ભરવા પાણિયારી !

એકદમ ઘરમાંથી હસતો હસતો દોડી આવ્યો અને

તેને માથેથી બેડું ઉતરાવ્યું. પછી બેડું પાણિયારામાં મૂકીને કમુ હાશ કરીને બેઠી. કુવો કંઈ ઘરની પાસે નહોતો. પહેલી જ વાર પાણી ગઇ એટલે થાક તો લાગે જ ને. પણ થાકમાં પણ આનંદને લીધે તેનું મોઢું સૂકાતું નહોતું.

આજે બધા જમવા બેઠા ત્યારે લોટા કમુબહેને મૂક્યા. તેમાં કયું પાણી ભર્યું હશે? એ તો એ જ, કમુ બહેનના બેડાનું સ્તો.



# રામાકાકાનો ડેલો

અમારી શાળાનાં કેટલાંક બાળકો રામાકાકાના ડેલામાં રહે છે.

રમુ બહેન અને કનુ બહેન એ ડેલામાં રહે છે. અને ત્યાંજ કંકુ બહેનનું ઘર પણ છે. લલિતા બહેન પણ ત્યાં જ રહે છે.

મોટાં લલિતા બહેન ત્યાં નથી રહેતાં. એ તો મહા-રાજની શેરીમાં રહે છે.

અમારા શાન્તિ અને ચમન તો રામા કાકાના ડેલામાં જ રહે છે અને રામી બહેનનું ઘર પણ ત્યાં જ આવ્યું છે. રમણિકનું ઘર રામી બહેનની પછવાડે છે.

રામા કાકાનો ડેલો મોટો છે. તેમાં કેટલાંયે ઘર છે--કેટલાંયે મોટાં ને કેટલાંયે નાનાં.

કોઈક કોઈક ઘર સુંદર મઝાનાં છે અને કોઈક
ક ઘર સાવ ખરાબ.

ત્યાં દુકાનો પણ છે. સોનીની દુકાનો, કાપડની
નો, દરજીની દુકાનો અને તંબાકુવાળાની દુકાનો
આપણા શાન્તિભાઈની દુકાન પણ ત્યાંજ છે.

રામા કાકાના ડેલામાં ઘણાં છોકરાંઓ છે. જ્યારે
ો ત્યારે રમતાં કુદતાં હોય અને કલબલાટ મચ્યા-
હોય. બધાં છોકરાંઓ ચિત્રવિચિત્ર. કેટલાંક તો
ગંદાં રહે છે. કોઈ કોઇ બાળકો આખો દિવસ
ડયાં જ કરે છે. કોઈ મોજીલાં બાળકો વળી
ાં નાગાં મઝા કર્યા કરે. વરસાદ આવે ત્યારે બધાં
ોકો ઘરબહાર નીકળી આવે, કુદાકુદ કરી મૂક અને
કાકાના ડેલાને ગજાવી મૂક.

રામાકાકાનો ડેલો બધી વાતે સારો, પણ એક
બહુ ખરાબ. ત્યાં ગંદકીનો પાર જ ન મળે. જ્યાં
ો ત્યાં ગંદુ ગંદુ. આમ જુઓ તો ઉકરડો, આમ

જુઓ તો એંઠવાડ. ભીંતના થડમાં જુઓ તો પેશાબના રેલા. છોકરાંઓને રસ્તા વચ્ચે શૌચ કરવા બેસાડેલાં. ચારે તરફથી દુર્ગંધ દુર્ગંધ છુટે, રામા કાકાનાં ડેલામાં જઇએ તો નાક જ બળી જાય.

આપણી દિનુ બહેન અને વિનુ બહેન જેવી ચોખ્ખી છોકરીઓને કોણ જાણે ત્યાં કેમ ગમતું હશે? પણ શું કરે? એમનાં ઘર જ ત્યાં છે ને.



# જનોઈનું ગીત

ગંગા જમના વચ્ચે ખેડયાં રે ખેતર,
રામે ખેડયાં, લક્ષ્મણે રે વાવ્યાં.
સતીરે સીતાજીએ પાણીડાં પાયાં.

વાવી કપાસી ને ફૂળી રે જીંડુડી.
એ રે જીંડુડી વાવનારે રે વાવી,
એ રે જીંડુડી વીણનારે રે વીણી,
એ રે જીંડુડી લોઢનારે રે લોઢી,
એ રે જીંડુડી પીંજનારે રે પીંજી,
એ રે જીંડુડી કુંવારીએ કાંતી.

કાંત કુંવારી ઝીણું રે સૂત્ર
જનોઇ પહેરે ભગવાનજીભાઈનો પુત્ર.

કાંત કુંવારી ઝીણેરાં રે ઓભી,
જનોઈ પહેરે ગિરિજાશંકર ભાઇનો ભોભી.



કાંત કુંવારી ઝીણેરા રે અલમા,
જનોઇ પહેરે જડી વહુનારે જલમ્યા.
કાંત કુંવારી ઝીણેરા રે અતરીજ,
જનોઇ પહેરે વનમાળી ભાઇનો ભતરીજ.
કાંત કુંવારી ઝીણેરા રે હીરા,
જનોઇ પહેરે સુશીલાબાના રે વીરા.



# તુલશી ક્યારો

માતા—આ શાન્તિને તમે ઠીક કામે વળગાડી દીધો લાગે છે.

પિતા—કેમ ?

માતા—ત્રણ ચાર દિવસથી એને બીજું કાંઇ સૂઝતું જ નથી. આઘો જાય, પાછો જાય ને તેના પેલા ક્યારા પાસે પહોંચી જાય.

પિતા—હા હા, મને તે દહાડે ખેતરમાં વાવતાં જોયો એટલે એને પણ મન થયું.

માતા—દહાડો ઉગે કે તરત ક્યારા પાસે જાય ને ડોકિયું કરી આવે. વળી જરા મોડેથી પાણીનો લોટો લઇને જાય અને પાણી પાઈ આવે.

પિતા—કાલે સાંજે વળી ખરપડી લઈને નીંદતો હતો.

માતા—આજ સવારે હું રસોઈ કરતી હતી ત્યાં શાન્તિ દોડતો દોડતો આવ્યો ને કહે; " બા બા, એક વધામણી છે. "

મને શી ખબર એની શી વધામણી હશે ? એ કહે, " બા ચાલ જોવા, મારા કયારામાં તુળશી ઉગ્યાં પણ ખરાં. " મારો હાથ ખેંચીને મને ત્યાં લઈ ગયો અને એનાં તુળશી દેખાડયાં ત્યારે રહ્યો.

પિતા—ત્યારે તો હવે એને એક નવું કામ બતાવવું પડશે.

શાન્તિ, જરા અહીં આવજે તો. કેમ, " તારાં તુળશી ઉગ્યાં ખરાં કે ? "

શાન્તિ—હા, મેં સવારે બાને બતાવ્યાં પણ હતાં.

પિતા—અમારા ખેતરમાં પણ જુવારના ફણગા ફુટયા છે.

શાન્તિ—એમ ? ત્યારે તો મને જોવા લઇ જજો. મારા તુળશીને તો બબ્બે પાંદડાં જ આવ્યાં છે.

પિતા—પહેલે દિવસે બે જ આવે.

**શાન્તિ**—તમારી જુવારને પણ બે જ પાન આવ્યાં હશે?

**પિતા**—હાસ્તો. હવે જો શાન્તિ, તુળશી ઉગ્યાં એટલે તારે તેને બરાબર સાચવવાં પડશે, નહિ તો બકરાંઓ ચરી જશે.

**શાન્તિ**—હું તો હવે તુળશીક્યારા પાસે જ બેસી રહેવાનો છું.

**પિતા**—પણ નિશાળે જશે ત્યારે? જો, હું કહું તેમ કર. આપણા વાડામાં સાંઠીઓ પડી છે ને?

**શાન્તિ**—હા જી.

**પિતા**—એ સાંઠીઓ તુળશીક્યારા ફરતી ખોડી દેજે અને શીંદરીથી બાંધી લેજે.

**શાન્તિ**—ઠીક ઠીક, સમજી ગયો. ફક્કડ વાડ થશે, નાહ? આજ સાંજે શાળાથી આવીને એ જ કામ કરીશ.

**માતા**—શાન્તિ, ભેગાભેગી મારા ક્યારાને પણ બાંધી દેજે હો બાપુ.



# કીડીબાઈ

કીડીબાઈની કહું છું કહાણી,
સાંભળજો સૌ અચરજ આણી.

કીડી મોટી છે મહારાણી,
જાવું હોય ત્યાં હિંમત આણી,
ડર છોડીને દાખલ થાય.
રાજાને દરબાર જાય.
ડોશીમાને કુબે જાય,
મોટાં મોટાં ઝાડો ચડે
મોટા મોટા પહાડો ચડે.

જ્યાં જાતી ત્યાં ખાતી જાય.
ખાઈને બીજું લેતી જાય.
દરમાં ભંડાર ભરતી જાય.

રસોડામાં પેસી જાય.
રોટલા ને લાડુ ખાય;

દુકાને જઇ ગોળ ખાય,
ખારેક ને ખજુર ખાય,
લાગ આવે તો ખાંડ ખાય.

ઝાડનાં યે ફળ ખાય,
ઝીણું ઝીણું જન્તુ ખાય.
ખાય નહિ એટલું બીજું
ભંડાર ભરવા લેતી જાય.

નાની નાની કીડી ખરી,
નાની તોયે બહુ જબરી.
ભાત કરતાં ભારે દાણો
એકલી એકલી જાતી હરી.

મહેનતથી કંટાળે નહિ,
થાકે તોયે હારે નહિ,
એકથી જો ઉપડે નહિ,
બીજીને ઝટ તેડી લાવે,
એથી પણ જો ઉપડે નહિ,
પાંચ પચ્ચીસને જઇને લાવે.



તેનાથી પણ શિકાર જબ્બર
ખાંડ ગોળનું વાસણ ખુલ્લું,
દાણા ડુણી વેરાયેલું,
જીવડું મોટું કંઇક મરેલું,
એવાની જો પડે ખબર
ઝટ દોડી જઇ કરે હાજર
હજાર કીડીની એ લંગર.

કીડીબાઇ કંઇ દેખે નહિ,
દેવે આંખો દીધી નથી;
કીડીબાઇ કંઇ સાંભળે નહિ.
દેવે કાન દીધા નથી.
પણ દેવે દીધી તીણી નાસા;
દૂર દૂરથી આવે વાસા,
વાસે વાસે જાય દોડી,
ખાવાનું ઝટ કાઢે ખોળી.

કીડીકેરાં દર તે તો
એ લોકોનાં મોટાં નગર.

સૌ સંપીને તેમાં રહે,
રાણીની આજ્ઞામાં રહે,
તન દઇને સૌ કરે મજુરી,
મહેનતમાં નહિ કોઇ અધુરી.

હુકમ થાય જો રાણીજીનો,
ભેગી થઇ ખોદે મોટાં દર.
હુકમ થાય જો રાણીજીનો
વહી લાવે દાણાનો ડુંગર.

હુકમ કદાપિ રાણી કરે;
કીડી જુદ્ધે ચડે,
બે દરના બે જૂથ લડે.
મારે કે પોતે જઈ મરે.
સ્વદેશ કેરૂં રક્ષણ કરે.

કીડીની છે એવી વાત,
ઝીણી બહુ શાણી જાત.



# શિબિરાજા

શિબિરાજા ગોખમાં બેઠા છે ને શીતળ વાયુ વાય છે.

એવામાં આકાશમાંથી જીવને સાટે નાસતા હોલાની કીકિયારી સંભળાઈ; તેની વાંસોવાંસ વિકરાળ સીંચાણાની ચીસ સંભળાઈ.

ફડ ફડ ફડ કરતો એક હોલો ગોખમાં પેઠો અને રાજાની ગોદમાં ભરાઇ ગયો. એનાં પીંછાં બધાં પીંખાઈ ગયાં હતાં; અને એ હાંફતો હતો. રાજાએ તેને પંપાળ્યો ને કહ્યું; “ શિબિરાજાને શરણુ આવે તેને ડર કેવો ? ”

એટલામાં મોટા કાળ જેવો સીંચાણો આવી પહોંચ્યો અને ગોખને કઠેડે બેઠો. એ મોટા મોટા ડોળા કાઢતો હતો, પાંખો ફફડાવતો હતો અને પગ પછાડતો હતો.

" રાજાજી રાજાજી, લાવ મારો હોલો, "

શિબિરાજા કહે " પંખીજી, હોલો તો નહિ મળે, તું તારે માર્ગે ચાલતો થા. "

સીચાંણો કહે—"અરે રાજા, એ મારો શિકાર છે."

રાજા કહે—" ભાઈ તારો એ શિકાર હશે, પણ મારો એ શરણાગત છે. "

સીંચાણાના મનમાં ક્રોધ માતો નથી, પણ બળવાન રાજા પાસે તેનું જોર શું ચાલે ? તે કહે; " જગતના લોક કહે છે કે, શિબિરાજા જેવો ઉદાર કોઇ રાજા નહિ " એ જ શિબિરાજા મારો મહા મહેનતે મેળવેલો શિકાર પડાવી લે એ કેવો અધર્મ ?

શિબિરાજા બોલ્યા, " એ અધર્મ નથી પણ ક્ષત્રિયનો ધર્મ છે. જો શરણાગતનું રક્ષણ ન કરી શકું તો મારી કીર્તિને ડાઘ પડે. "

સીંચાણો ઉડી ઉડીને થાકી ગયો હતો. તેના પેટમાં ભૂખ ભડકા નાખતી હતી. તેને ધીરજ ક્યાંથી

રહે ? તે ગાજી ઉઠયો, " રાજા રાજા, મારા ભૂખ્યાના મોઢામાંથી કોળિયો પડાવી લેતાં તને દયા કેમ નથી આવતી ? આજે ભૂખથી મારો જીવ જશે, તેનું પાપ તને છે. "

શિબિરાજાએ જાણ્યું કે બાપડામાં યુદ્ધ કરવાનું જોર નથી એટલે જીભનું જોર ચલાવે છે. પક્ષીને ધીરજ આપીને કહે છે; " બાપુ, આકળો શા માટે થાય છે ? તું શિબિરાજાને ઘેર આવ્યો છે, તારો જીવ ભૂખથી શા માટે જાય ? આ હોલા સિવાય જે ભાવે તે ખાવા માગ. "

સીંચાણો પણ ટેકીલો હતો. એણે મનમાં વિચાર કર્યો કે, મારી ખરી મહેનતનો શિકાર છોડીને હું રાજા પાસે ભીખ શા માટે માગું ? માટે રાજા પાસે એવું માગું કે, મારો હોલો આપે જ તેનો છુટકો થાય.

ઠાવકું મોઢું કરીને તેણે રાજાને અરજ કરી, " મહારાજ, કાં તો આ હોલો આપ, કે કાં તો હોલા

બારોબાર તારૂં પોતાનું માંસ આપ. ત્રીજી વસ્તુ મારે હરામ છે. ”

શિબિરાજાને એમાં વિચાર કરવાનો શો હોય? દાસીને તરત હુકમ કર્યો કે એક પાળી અને એક ત્રાજવું લઈ આવ. એક છાબડીમાં હોલાને બેસાડયો. બીજી છાબડીમાં શું મૂકયું? ઉદાર શિબિરાજાએ ઉદારતાની હદ કરી, એ જાતે જ બીજી છાબડીમાં બેસી ગયો. એણે એમ વિચાર ન કર્યો કે હોલો એ જરા જેટલું જનાવર અને હું લાખોને પાળનારો મહારાજા.

ધન્ય છે શિબિરાજાની ઉદારતાને, ધન્ય છે તેના ક્ષત્રિયધર્મને.



# નવસારી

નાની સરખી નવસારી પણ બહુ સારી બહુ સારી.

નવસારીની આજુબાજુની સીમમાં જ્યાં જુઓ ત્યાં આંબાની અમરાઈઓ આવી રહી છે. ફણસીઓ ઉપર મોટાં મણ મણનાં ફણસ લટકતાં હોય છે. શેરડી તો નવસારીની આજુબાજુની જ. નવસારી તો જાણે બધાં ફળઝાડનું પિયર.

રૂ તો નવસારીનું જ. કેવું સુંદર! કેવું મુલાયમ! તેના રેસા કેવા લાંબા અને ચિકાશદાર. નવસારીના રૂની પૂણી કાંતવી એમાં શ્રીખંડ પૂરી ખાવા કરતાંયે વધારે મજા છે.

નવસારીમાં બીજી વસ્તી છે, પણ ખાસ વસ્તી પારસીઓની છે. પારસીના મહોલ્લાઓ અને પારસીઓની પોળો અને પારસીઓના બંગલાઓ અને પારસીઓની

નિશાળો અને પારસીઓની ઈરિપતાલો અને પારસી-ઓની અગિયારીઓ. હિન્દના દાદા દાદાભાઈ નવરોજ-જીનું જન્મભૂમિ હોવાનું માન નવસારીને જ છે.

ભરૂચ જેમ નર્મદાના મુખ પર, સુરત જેમ તાપીના મુખ પર તેમ નવસારી પૂર્ણાના મુખ પર વસેલી છે. દરિયાની ભરતી ચડે ત્યારે દરિયાનું ખારું પાણી આવે અને ઓટ થાય એટલે પાણી ઓસરી જાય ને નદી ખાલીખમ થઇ જાય. એટલે નવસારીના લોકોને નદી તટે હોવા છતાં નદીનું કાંઈ સુખ નહિ—નહિ પીવાના પાણીનું સુખ, નહિ નહાવાધોવાનું સુખ, નહિ હરવા ફરવાનું સુખ. પણ વહાણવટીઓને મોટી સગ-વડ છે. ભરતી વખતે વહાણો અને મછવાઓ આવી જઇ શકે એટલે દરિયા રસ્તે થોડો થોડો વેપાર રોજગાર ચાલી શકે છે.

નવસારીનાં વખાણ લખતી વખતે નવસારીના દુધિયા તળાવને કેમ ભૂલાય ? મોટું જબરૂં તળાવ છે. અને તેની વચમાં સુંદર ટેકરી છે. એ તળાવનું પાણી



ત્યાંની માટીને કારણે પાવાગઢના દુધિયા તળાવની માફક ધોળા રંગનું દેખાય છે. ગામના લોકો જો પાણીને સ્વચ્છ રાખે અને પાણી ઉનાળામાં ઘટી જાય ત્યારે તળાવને શૌચ જવાના સ્થાન તરીકે ન વાપરે તો દુધિયું તળાવ નવસારીની સાચી શોભા રૂપ બને.

નવસારીની સુંદરતા એક વાતથી બહુ બગડે છે. ઠામ ઠામ દારૂ તાડીનાં પીઠાં બહુ છે. ત્યાં સાંજને વખતે ગરીબ લોકો દુર્દશામાં આળોટતાં હોય છે. બીજાં શહેરોમાં યે આવું હોય છે, પણ નવસારીમાં તો હદ આવી ગઇ છે. નવસારીની આજુબાજુ ખજુરીઓ, નાળિયેરીઓ અને તાડીઓનાં ઝૂંડો આંખને રળિયામણાં લાગવાં જોઈએ, પણ તેનો રસ પીને ગરીબ મજૂરો પાયમાલ થાય છે. તે જાણી એ ઉલટાં અળખામણાં લાગે છે.



# હીંચકો

હીંચકે હીંચો હીંચો રે;
હીંચકો બાંધ્યો લીમડિયાને ડાળે,
કે હીંચકે હીંચો હીંચો રે.

હીંચકો બાંધ્યો આમલિયાની ડાળે
કે હીંચકે હીંચો હીંચો રે.

હીંચકો બાંધ્યો છે વડલાની છાંયે
કે હીંચકે હીંચો હીંચો રે.

હીંચકો બાંધ્યો સરોવર પાળે
કે હીંચકે હીંચો હીંચો રે.

હીંચકે હીંચે બાળક ને બહેન
કે હીંઝકે હીંચો હીંચો રે.

હીંચકે હીંચે ગાયોના ગોવાળો
કે હીંચકે હીંચો હીંચો રે.

હીંચકે હીંચે કોયલ ને મોરા
કે હીંચકે હીંચો હીંચો રે.

હીંચકે હીંચે સમુદર છોળો
કે હીંચકે હીંચો હીંચો રે.

હીંચકે હીંચે પવનની લહેરો
કે હીંચકે હીંચો હીંચો રે.



# ચીઠ્ઠીઓ

## ( ૧ )

વહાલા મિત્ર મોહનભાઈ

તમે પેલી "હિમાલયનો પ્રવાસ" નામની નવી ચોપડી લાવ્યા છો, તે આ ચીઠ્ઠી લાવનાર મારા ભાઈ સાથે મોકલશો તો આભાર માનીશ.

કાલ તમારે ઘેર આપણે બન્નેએ મળીને તેમાંથી થોડાં પાનાં વાંચેલાં તેની વાત મેં મારા પૂજ્ય પિતાશ્રીને કરી. તેમને એ પુસ્તક વાંચવાની ઇચ્છા થઇ છે. એ કહે છે કે, કાકા કાલેલકરનાં પુસ્તકો ગમે ત્યાંથી મેળવીને વાંચવાનો એમનો નિયમ છે. જરૂર મોકલશો. બે ત્રણ દિવસમાં પિતાશ્રી વાંચી કાઢશે,

હરિપુરા
આસો શુ. ૧૫
ગુરુવાર.

તમારો મિત્ર

નાનુ.

( ૨ )

પ્રિય ભાઈ નાનાભાઈ,

તમારા ભાઇ સાથે મોકલેલી ચીઠ્ઠી મળી છે. તમારી ઈચ્છા પ્રમાણે 'હિમાલયનો પ્રવાસ' તેમની સાથે મોકલું છું.

પૂ. શ્રી * મહાદેવકાકાને એક વિનંતિ કરૂં ? તેઓ તો રોજ થોડી થોડી ફુરસદ કાઢી શકે તો આપણે બન્ને તેમની સાથે મળીને આ પુસ્તક વાંચીએ. તેઓશ્રીને જે સમય અનુકૂળ હશે તે સમયે હું તમારે ઘેર નિયમિત હાજર થવાને તૈયાર છું.

આપણે થોડાં પાનાં વાંચેલાં તે પરથી તમને પણ નથી લાગતું કે, આપણે મહાદેવ કાકાની સાથે એ પુસ્તક વાંચીએ તો ઘણી શંકાઓના ખુલાસા તરતોતરત આપણને મળી જાય ?

એઓશ્રીને મારા દંડવત પ્રણામ કહેશો અને મારી વતી આટલી વિનંતિ જરૂર કરશો.

---

*નાનાભાઇના પિતા.

પુસ્તક સાચવશો—તમારી બબલીના સપાટા-માંથી ખાસ કરીને. કારણ કે, તે બાંધેલાં પુસ્તકોને જોઈને હંમેશાં તેનાં પાનાં છૂટાં કરવાનું પસંદ કરે છે. હું ધારું છું કે, પુસ્તક વિષે તેનો એવો અભિ-પ્રાય હશે કે, પુસ્તકને બાંધીએ તેનાં કરતાં જૂની પોથીઓના જેવાં છૂટાં પાનાં રાખીએ તો વધારે સુગમતા પડે !

સગરામપુરા
આસો વ. ૧.
શુક્રવાર.

સ્નેહાધીન
મોહન

( ૩ )

હરિપરા, આસો વ. ૧, શુક્રવાર.

પ્રિયમિત્ર મોહનભાઇ,

તમે મોકલેલો 'હિમાલયનો પ્રવાસ' પહોંચ્યો છે. તમારો ઉપકાર માનું છું. બબલીની બીક ન રાખશો, પુસ્તકને બાંધવા ન બાંધવા વિષે બબલીનો અભિપ્રાય તમે કહો છો તેવો છે કે કેમ, તેની ખબર



નથી. મારા ધારવા પ્રમાણે તો એને એવું લાગે છે કે, અર્થ વગરનાં કાળાં કાળાં મીંડાં ચીતરી મારેલાં કાગળિયાં કોઇ મૂર્ખાએ ઠાલાં ચોટાડી રાખ્યાં છે. કાકા સાહેબે હિમાલયનાં તીર્થોનાં સુંદર સુંદર ચિત્રો આપ્યાં હોત તો બબલી તેને જીવની જેમ જાળવીને જોત! પણ એના હાથ ન પહોંચે એની કાળજી રાખીશ.

તમારી સૂચના પિતાશ્રીને ખૂબ પસંદ પડી. એવી સુંદર સૂચના કરવા માટે તેઓ તમને ધન્યવાદ લખાવે છે.

સાંજરે સાતથી આઠ વાગ્યા સુધીનો વખત આ પુસ્તક વાંચવા માટે તેમને અનુકૂળ છે અને તે આવતી કાલથી જ શરૂ કરી શકશે; એટલે કાલે સાંજના અમે તમારી રાહ જોઇશું.

તમારો
નાનુ



# પોષી પૂનમ.

"કાલે તો આપણે રાત્રે જમવાનાં."

"કેમ ?"

"કાલે પોષી પૂનમ છે ને ? હું પોષી પૂનમ રહે-
વાની છું."

"તે ?"

"તે રાત સુધી ન જમાય. પૂનમનો ચાંદો જોઇને
પછી જમાય."

"પણ તને ભૂખ નહિ લાગે ? આખો દિવસ ભૂખ્યાં
કેમ રહેવાશે ?"

"એ તો વ્રત હોય તે ભૂખ્યાં રહેવું જ પડે ને ?
તું પણ વ્રત રહેને."

"નારે બા, આપણાથી ભૂખ્યાં ન રહેવાય."

"ન રહેવાય એવું તે હોય ? પેલી લક્ષ્મી તારા
કરતાં નાની છે, તેયે રહેવાની છે ને."

" એ રહેવાની હશે, મારો તો આખો દિવસ ખાવામાં ને ખાવામાં જ જીવ રહે."

"અરે ગાંડી છે, દિવસ ક્યાં જતો રહે છે એની ખબર પણ નહિ પડે. જો સવારમાં ચાર વાગ્યામાં જાગવાનું. પછી તરત તળાવે નહાવા જવાનું."

"એ બે તો ભૂખ્યા રહેવા કરતાં પણ અઘરી વાતો તેં કહી."

"એ બધો તારો વહેમ છે. એકવાર તું વ્રત રહી તો જો."

"ઠીક, પછી શું કરવાનું ?"

"પછી જવાનું માતાને મંદિરે. ત્યાં માતાને ફુલ ચડાવી ઘણીવાર સુધી રમીશું ને ગરબા ગાઇશું. ગામની બીજી છોકરીઓ પણ આવી હશે, એટલે આનંદ આવશે. પછી બપોરે વળી થોડું કાંતીશું પણ ખરાં. સાંજ પડવા આવે ત્યારે રસોઈમાં બાને મદદ કરવાની. રાત્રે વ્રત ઉજવવાનું એટલે કંઈક સારૂં સારૂં કરવાનું

હરોસ્તો. અને આંટો જોવા સારૂ ચાનકી પણ કરી રાખવી પડશે."

"તું કહે છે તે ઉપરથી તો હવે વ્રત રહેવાનું મન થઇ જાય છે. તું સવારે નહાવા જાય ત્યારે મને તેડતી જજે. પછી આપણે આખો દિવસ સાથે જ રહીશું."

"હા હા, ખુશીથી."

* * *

"ભાઈ ભાઇ, ઝાડ પર ચડીને જો તો ખરો, ચાંદો ઉગે છે કે નહિ."

"હા, ઉગવા તો માંડયો છે. પણે તળાવના પાણીમાં જરા જરા પ્રકાશ પડવા માંડયો છે ખરો."

"ચાલો ત્યારે ચાંદો ઉગે એટલે પૂજા કરી લઉં. આજે તો ચાંદાની પૂજા કર્યા પછી જ જમાશે ઉભો રહે, બા પાસેથી કાણાવાળી ચાનકી લઇ આવું."

"તે કાણાવાળી ચાનકીનું શું કામ છે?"

“ એવી ચાનકીમાંથી ચાંદાનાં દર્શન કરવાં જોઇએ. દર્શન કરીને ચાનકી કુતરાને આપી દેવાય.”

“ વાહ, આ વ્રત તો નવાઈ જેવું.”

બહેન ચાનકી ચાંદા સામે ધરી રાખીને બોલે છે:

“ ચાંદા તારી ચાનકી,
મારી પોષી પૂનમ.

ચાંદા તારી ચાનકી,
મારૂં ચૂરમું.

ભાઈ જમ્યો,
બહેન ભૂખી.

આ લે કાળિયા, તૂ તૂ.
હેં ભાઈ, હું રમું કે જમું ?”

“ તું ભૂખી છું તે જમને, એમાં મને શું પૂછે છે?”

“ લે, એટલીયે ખબર નથી. આજ તો અમારે ભાઇને પૂછીને જ જમાય. ભાઈ હા કહે તો જમાય ને ના કહે તો ન જમાય.”

" અરે રામ, એવી ખબર હોત તો ના જ કહેત ના !"

" તો વળી ન જમત: આખો દિવસ ભૂખ્યાં રહ્યાં તે રાત કંઈ ન રહી શકત ?"

" ના હો, તને ભૂખી રાખું તો તો મારો જીવ બળીને ખાખ જ થાય ને ?"



# સાત તાપલિયોદા

" નટુભાઈ નટુભાઇ, હું રમતો."

" મને યે રમાડજો હોં, હું પેશાબ કરી આવું."

" એ હું યે રમતી, પણ ઉભા રહેજો, મારૂં દફ્-તર મૂકી આવું."

" નટુભાઈ, મને રમાડશો ?"

" હા હા, તમેય આવોને. ના કોણ પાડે છે ?"

" નટુભાઈ મને ?"

" અરે એમાં પૂછો છો શું ? રમવું હોય તે બધાંય આવે."

* * *

" ચાલો આજ તો આપણે સાત તાપલિયોદા રમીએ."

" હા હા હા, એ ઠીક છે, એ ઠીક છે."

" અલ્યા, પહેલો દા કોણ આપશે ? "

" હું આપું ? "

" મને આપવા દો મને; બધાંને એવાં દોડાવું જો !"

" નટુભાઈ, મારો તો વારો જ નહિ ? કોઈ દિવસ મને તો દા આપવા જ નથી દેતા. "

" ઠીક, ત્યારે આજે ધીરૂભાઈ દા આપે. ચાલો ધીરૂભાઈ, તાળી આપું. એ બધા બરાબર નાસજો; ધીરૂભાઈ કંઈ ભોળા નથી. ઝટ દેતાકને પકડી પાડશે. એક, બે, ત્રણ, ચાર, પાંચ, છ, સાત—ને સાડાસાતનો પા એ દોડજો. "

છોકરાં નાઠાં આગળ ને ધીરૂભાઈ દોડયા પાછળ. કુસુમ ને બાલુ ને વીજુ ને દીનુ એ બધાં આમ દોડયાં. રાજુ, મનુ, ભનુ, જનુ એ બધાં તેમ દોડયાં. અલ્યા ધીરૂભાઈએ તો ભારે કરી ! એક દોટે વીજુને પકડી પાડી.

" વીજુ બહેન, હવે તમારો દા. "



" ઉભા રહો ભાઈ. જરા ધાધરીનો કાછડો બરાબર વાળી લેવા દો. "

" દોડજો ભાઇઓ, વીજુ બહેન પકડવા આવે છે."

" વીજુ બહેન, આવો આવો. "

" વીજુ બહેન, મને અડો મને. "

" વીજુ બહેન, મને અડો તો ખરાં. ધીરૂ બિચારો થાકી ગયો છે એની પાછળ શું દોડો છો ? "

" રામુભાઇ, ત્યારે તો તમને જ પકડું. " વીજુ બહેન રામુભાઈની પાછળ દોડયાં. રામુભાઈ દોડવે જબરા હતા, પણ વીજુ બહેન એમના માથાનાં.

" વીજુ બહેન, જરા થાક તો ખાઓ. "

"વળી થાક કેવો ? રામુભાઇને પકડયા પછી વાત."

" એ એ એ, રામુભાઈ પકડાયા. "

" વાહ વીજુ બહેન, રામુભાઇને પકડી પાડયો."

" ચાલો રામુભાઈ, તૈયાર થઈ જાઓ. "

" ભાઈ સાહેબ, જરાક થાક ખાવા દો, બહુ હાંફી જવાયું છે. "

"હા, હા, ઘડીક હેઠા બેસો; આજે તો ખૂબ દોડયા."

" ચાલો ભાઇઓ, તૈયાર થઈ જાઓ. રામુભાઈ, તૈયાર. એક, બે, ત્રણ, ચાર, પાંચ, છ—ભાગજો, રામુભાઈ બાંધેલો ઘોડો છુટે તેમ છુટે છે. "



# કાશીની જાત્રા

મા મા, વાત કહોને.

સાંભળો દીકરા.

એક હતી ડોશી. ડોશીમા કાશીની જાત્રાએ નીકળ્યાં. સવાર સાંજ થોડું થોડું ચાલે. બપોર થાય ત્યાં કોઇ ગામને પાદર બપોરા કરે, ને રાત પડે ત્યાં રાતવાસો કરે.

વાટમાં નાનાં નાનાં ગામડાં આવે ને મોટાં મોટાં શહેરો પણ આવે, નાનાં નાનાં ઝરણાં આવે અને મોટી મોટી નદીઓ આવે. ટેકરીઓ આવે અને પહાડો આવે. વાડીઓ આવે, ખેતર આવે અને મોટાં જંગલો પણ આવે.

રસ્તે બીજા જાત્રાળુઓ પણ સામા મળે. કોઇ બાવા હોય, કોઈ સંન્યાસી હોય, કોઇ જૈન મુનિઓ પણ

હોય. એ બધા લાંબા લાંબા પંથ ચાલીને આવે. ડોશીમા સૌને પગે લાગે અને પૂછે. કોઇ કહેશે, માજી અમે કાશીથી નીકળ્યા છીએ, અને દ્વારકા જઈએ છીએ. કોઈ કહેશે, માજી અમે ઠેઠ હરદ્વારથી આવીએ છીએ અને ચાર ધામ કરવાના છીએ. કોઇ કહેશે, અમે આબુનાં દર્શન કરી શત્રુંજયનાં દહેરાંની જાત્રા કરવા નીકળ્યા છીએ.

વાટમાં રાજાઓના અને શેઠ શાહુકારોના સંઘો પણ મળે. કોઈની સાથે પચાસ માણસ હોય તો કોઇની સાથે મોટો પાંચસેંનો કાફલો હોય. સાથે ગાડાં હોય, બળદ હોય, ઘોડાં હોય, ઉંટ હોય, હાથીઓ પણ હોય.

ડોશીમા થોડા દિવસ ચાલ્યાં ત્યાં તો જુદી જાતના જ લોકો આવ્યા. તેમના પહેરવેશ જુદી જાતના અને તેમની બોલી પણ જુદી જાતની, પહેલો દેશ મારવાડ હતો. ત્યાંનાં બૈરાંઓ મોટા મોટા ઘેરવાળા ઘાઘરા પહેરે,



હાથમાં ઠેઠ કોણી સુધી ચૂડા પહેરે અને નાકમાં મોટી પાશેર એકની નથ લટકાવે. ભાયડાઓ બહુ સાદાં કપડાં પહેરે. કોણ ગરીબ હશે અને કોણ તવંગર એ સમજાય જ નહિ, સૌએ ટુંકાં ધોતિયાં ને સાદી બંડીઓ પહેરી હોય. માથે લાંબી લાંબી ચીંદરડીઓના ફેંટા વીંટાળ્યા હોય. એમની ભાષા બહુ વિચિત્ર. પહેલાં તો અવાજ જ એવો ઉંચો ઉંચો કે શું બોલે છે તે સમજાય જ નહિ. કંઈ અઠે કઠે અઠે કઠે એવું જ સમજાયા કરે. થોડું થોડું આપણી ગુજરાતી ભાષા જેવું બોલે અને થોડું થોડું વળી કાશી તરફના લોકોના જેવું બોલે.

એમ કરતાં કરતાં ડોશીમા કાશીએ પહોંચ્યાં. છેટેથી જુએ છે તો જાણે ધજાઓનું મોટું વન. કાશીમાં પાર વગરનાં મંદિરો છે અને મંદિરે મંદિરે ધજા તો હોય જ ને.

પંડયાને ત્યાં ઉતારો કરીને ડોશીમા તો સીધાં ગંગા નહાવા ચાલ્યાં, ડોશી કહે; બીજાં બધાં કામ પછી

અઢીસો ગાઉ ચાલીને ગંગા નહાવા આવી છું માટે એ કામ પહેલું. એ તો થાક ખાવાયે બેઠાં નહિ. શું એમનો હરખ ! એટલાં ઘરડાં હતાં પણ તડ તડ દોડયાં જાય. "જય ગંગા મૈયા, જય ગંગા મૈયા" એમ બોલતાં જાય ને ચાલ્યાં જાય.

હર ગંગે, હર ગંગે કરતાં ડોશીમા નદીમાં ઉતર્યાં. હરખ તો એટલો બધો કે આંખમાંથી આંસુ જાય દોડયાં. હરખ કેમ ન ચડે ? નાનાં હતાં ત્યારના એમને ગંગાજી નહાયાના કોડ હતા.

ડોશીમા નહાતાં ધરાય જ નહિ. નદીઓનાં નામ લેતાં જાય ને ડુબકી મારતાં જાય. જય ગંગામા, જય ગોમતીમા, જય ગોદાવરી, જય સરસ્વતી, જય કાવેરી, જય રેવા મા. પછી બધાં સગાંવહાલાંઓને સંભારી સંભારીને ડોશીએ ડુબકીઓ મારી. ઘેરથી નીકળ્યાં ત્યારે સૌએ કહ્યું હતું કે મા, અમારીવતી નહાજો. પછી

ડોશીમાએ કાશીવિશ્વનાથનાં દર્શન કર્યાં અને લૂલાં લંગડાંને થોડા પૈસા આપ્યા.

કાશીમાં એમના ગામના ચાર પાંચ છોકરાઓ ભણવા આવ્યા હતા. ડોશીમા એમને શોધી કાઢીને મળ્યાં. એમને જોઈને ડોશીને મન થયું કે, મારા દીકરાને પણ અહીં ભણવા મોકલું.

આટલી વાર્તા સાંભળીને બધાં છોકરાંઓ બોલી ઉઠયાં, " મા અમે સમજી ગયાં છીએ. એ ડોશીમા તે તમે પોતે, અને દીકરાને કાશીએ ભણવા મોકલ્યો તે નાના કાકા. "

' વાહ, તમે બરાબર સમજી ગયાં હોં. '

એક નાનકડો છોકરો કહે, ' મા મને કાશીએ ક્યારે મોકલશો ? '

' જનોઈ દીધા પછી. '



ડોશીમાએ કાશીવિશ્વનાથનાં દર્શન કર્યાં.

[પૃ. ૬૦

વસંત પ્રિ. પ્રેસ : અમદાવાદ

# પ્રભાતીઉં.

ઉઠ ઉતાવળો, ચાલને વિઠુલા
ગોવિંદ ગાયને વચ્છ ધાવે;
જાગને જાદવા, જનની જશોદા વદે,
ક્હાન કાં ઘણી તને નિદ્રા આવે.
ઉઠ૦

દંતધાવન કરો, આળસ પરહરો;
રજની તિમિર ગયું, પોહો ફાટયું;
* ક્રૂર ને × કરમળો શે ન શીરાવતો,
દહીં રે દામોદરા થાય ખાટું.
ઉઠ૦

બારણા બહાર બળિભદ્ર ઉભા રહ્યા,
જોરે વહાલા તારી વાટ જોયે;
નરસૈંના સ્વામીનું મુખડું દીઠડે
માતાનું મનડું અતિરે મ્હોયે.
ઉઠ૦

---

* ભાત. × કુલેર.

# બાકસ ભર્યું.

અમારે એક ટીકુ બહેન છે—સાવ ટીનકુડાં. ટીનકાક પગ, ટીનકાક હાથ, ટીનકીક આંખો ને ટીનકુક બધું.

એકવાર મારે ગંમત થઇ.

એનના હાથમાં ક્યાંકથી દીવાસળીનું બાકસ આવ્યું. અંદર દીવાસળીઓ ભરેલી. બહેને બાકસ ઉઘાડયું ને દીવાસળીઓ ભોંય ઉપર ઠાલવી. પછી એક એક દીવાસળી લઇને ટીકુ બહેન બાકસમાં ભરવા બેઠાં.

એક વાર બાકસ ભર્યું ને ઠાલવી નાખ્યું. વળી પાછું ભર્યું ને ઠાલવ્યું. બાકસ ભરવાનું તો ચાલ્યા જ કર્યું.

બહેન તો બોલે કે ચાલે. એમના કામમાં એ તો ગુલતાન થઈ ગયાં હતાં.

બા કહે; આજે ટીનુકડી કેમ દેખાતી નથી ?

બાપા કહે; કોણ જાણે ક્યાં ગઇ હશે ?

બહેન કહે; અરે ટીકુબા તો આ રહ્યાં. જુઓને બેઠાં બેઠાં દીવાસળીઓ ભરે છે !

બાપા કહે; ટીકુ બહેન, શું કરો છો ?

બા કહે; ટીકુલાંબા, આ શું કામે વળગ્યાં છો ?.

ટીકુ બહેન તો બહુ જ અગત્યના કામમાં રોકાયેલાં હતાં. સામું યે શેનું જુએ ?

બહેન કહે; ટીકુબા, બા બોલાવે.

ટીકુ બહેન ઉંચું યે શું કામ જુએ ? એ તો બાકસ ભરતાં હતાં.

વિનુભાઇ દોડયો ને ટીકુને એક ટાપલી મારી આવ્યો. પછી બધાં ભેગાં થઈ ને ટીકુબહેન ફરતાં બેઠાં.

તો પણ ટીકુબહેનને તો ગગનમાં ગાજે છે. જાણે

પાસે કાંઈ બેઠું જ નથી. એણે કેટલીયે વાર બાકસ ભર્યું ને કેટલીયે વાર ઠાલવ્યું. બધાંએ મૂંગાં મૂંગાં જોયાં જ કર્યું.

પછી ઘણીવારે ટીકુબાઈ ઉઠયાં ને દોડીને બાને બાઝી પડયાં. બાએ તેને છાતી સાથે ચાંપી. બાપાએ એને તેડી લીધી. સૌએ એને ખુબ રમાડી.

તે દિવસે ભારે ગંમત થઈ.



# નદી—ભાગ ૧

( ૧ )

અહ્યાં અહીં તો આવો. અહીં બબલીના ગોઠણ સુધી જ પાણી છે. બચુના તો પૂરા પગે ન બૂડે.

અને જુઓને પાણી કેટલું ચોખ્ખું છે જાણે કાચ જેવું. તળિયું સ્પષ્ટ જોઈ શકાય છે. કાળાધોળા કાંકરા, રાતીપીળી કાંકરી, લીલાભૂરા પાંચીકા, ગોળ ને ચપટા પથરાઓ, ઝીણી ઝીણી રેતી, મોતી જેવી રેતી, નાના મોટા શંખલાઓ, કાળાં ધોળાં છીંપલાંઓ—બધું પાણી સોસરૂં દેખાય છે. જુઓને માંહી આપણું મોઢું પણ દેખાય છે.

બબલી બહેન ગોઠણ જેટલા પાણીમાં આડી પડે છે, હાથપગ પછાડે છે અને કહે છે " એ હું તરવા

તીતી, હું તલવા તીતી !" પેટ તો રેતીને અડી ગયું છે ! વાહ, કાંઈ તરતાં આવડયું !

બચુભાઈ ઢબ ઢબ કરવા લાગ્યા છે. એમ કરતાં આવડી જશે.

મોટાભાઇ ઊંડા પાણીમાં તરવા ગયા છે. જુઓ તેણે ડૂબકી મારી. એક બે ત્રણ ચાર પાંચ;—અરે હજી બહાર કાં ન નીકળે ? દસ સુધી ગણ્યા, વીસ સુધી ગણ્યા; પણ મોટાભાઈ બહાર નીકળતા જ નથી. ડૂબી તો નહિ ગયા હોય ? ચાલીસ ગણાયા ત્યાં ભાઇ સાહેબ ઝબુક કરતા બહાર દેખાયા. પણ કેટલે બધે છેટે જતા નીકળ્યા ? ડૂબકી તો અહીં પાસે જ મારી હતી.

એનું નામ તે તરવાવાળા.

(૨)

અહાહા, માછલાં જુઓ માછલાં, કેટલાં બધાં માછલાં ! સબબબ સબબબ કરતાં તરે છે. તરતાં તરતાં

એનાં પેટ દેખાય છે, ત્યારે કેવાં ઝગારા મારે છે.

જરાક મમરા નાખ્યા ત્યાં તો માછલાંનાં ટોળેટોળાં આવ્યાં—નાનાં ને મોટાં, ઝીણાં ને જાડાં દોડમદોડા આવી પહોંચ્યા. અહોહો !

મમરા હજુ નાખું, હજી નાખું. ખોબેખોબા નાખ્યા કરૂં, દિવસ આખો નાખ્યાજ કરૂં !

નાખો ભાઈ નાખો, મમરા નાખો. મમરા થઇ રહે તો પૂરી નાખો. ત્યાર પછી ગાંઠિયા નાખો. નાખો નાખો, ભાઇ નાખો !

જેટલું નાખો તેટલું સારૂં,

મમરો પડે ટપ,
માછલું કૂદે છબ.

નાખ્યા ભેળો ઉપડી જાય,
પળની પણ વાર ન થાય.

અરે બબલી, બબલી, પાણીમાં ક્યાં ગઈ ? બબલીના પગનો અવાજ થયો કે, માછલાં એકી સાથે ખરરરર ખટ. કેવા તેજ એમના કાન અને કેવી ચપળ એમની આંખ !

બબલી, બહાર આવતી રહે, માછલાંને પાછાં આવવા દે, બાપડાંને મમરા ખાવા દે.



# નદી—ભાગ ૨

## (૧)

આ પાણીને બીજો કંઇ ધંધો હશે કે નહિ? ખળ ખળ ખળ વહ્યું જ જાય છે. સવારમાં વહેતું હતું, બપોરે વહેતું હતું, અત્યારે સાંજરે પણ વહે છે. રાત્રે આપણે સૌ સૂઇ જઈશું ત્યારે પણ એતો વહ્યાં જ કરતું હશે. એક મોજા પાછળ બીજું મોજું, બીજા પાછળ ત્રીજું, ત્રીજા પાછળ ચોથું, ચોથા પાછળ પાંચમું. એનો કંઈ અન્ત જ નહિ.

અરે નદીનાં મોજાંઓ! જરા ઉભાં રહીને તમારી વાત તો સંભળાવતાં જાઓ. તમે કયા પર્વતનાં વસનારાં? તમે કયાં કયાં વન જોયાં? કયા કયા વગડા જોયા? કયાં કયાં ગામ જોયાં! કયાં કયાં શહેરો જોયાં?

*

કેટલાં કેટલાં ખેતર પાયાં,
કેટલી કેટલી વાડીઓ પાઈ ?

કેટલાં કેટલાં રંક સંતોષ્યા ?
કેટલા કેટલા રાવ સંતોષ્યા ?

કેટલાં ગામનાં બાળકો રમાડયાં ?
કેટલાં વનનાં હરણાં રમાડયાં ?'

ઉભાં રહો, નદીનાં મોજાંઓ ઉભાં રહો. ક્ષણવાર ઉભાં રહો અને તમારી વાત સંભળાવતાં જાઓ.

એ કંઈ ઉભાં રહે ? એ તો એક શ્વાસે દોડયાં જાય છે ને ખળ ખળ ખળ ગાતાં જાય છે. છે કોઈ એમનું ગીત સમજનાર ?

ધડ ધડ ધડ, ધડ ધડ ધડ ! આ શાનો ધડધડાટ ? પેલી ટેકરી પાછળ પાણીનો ધોધ છે.

ઓહો આજ કે ધોધ ? શું પાણીનું જબરું જોર છે ! પત્થરના ખડકોને તો તોડી ફોડી નાખ્યા છે. પાણી ઉછળી ઉછળીને પડે છે, જોર કરી કરીને પડે છે,

જાણે ગાંડો હાથી ઝાડ સાથે માથું અફાળતો હોય !

એનો રંગ તો જુઓ ધોળો ધોળો દૂધ જેવો, ધોળો ધોળો રૂના પોલ જેવો. અંદર પાછી સૂરજની તડકી પડે છે, ધોધનું પાણી રંગબેરંગી દેખાય છે.

જાણે ધોધમાં પગ બોળીને બેઠાંજ રહીએ. ખાઇએ પણ નહિ ને ઉઠીએ પણ નહિ, અને પાછા ઘેર પણ જઈએ નહિ ! ધોધનું પાણી જોયાં જ કરીએ ને તેને આંગળાંથી રમાડયાં જ કરીએ !

ધોધમાં નહાયા વિના તો નહિ રહેવાય. પગ લપસી જશે તો ? અરે એમ શું લપસે ? ભેખડમાં આંગળાં બરાબર ભરાવી રાખીશું, માથું ધોધની નીચે રાખીશું. ધડધડાટ પાણી માથા ઉપર પડે છે, માથા ઉપરથી નીચે દડે છે, માથું તો ધ્રુજી ઉઠે છે. ઉભાં પાણીમાં બહુ નહાયા અને વહેતાં પાણીમાં પણ બહુ નહાયા. પણ આ ધોધમાં નહાવાની ખૂબી જૂદી જ છે.

# પોપટભાઈ પાંખ ખંખેરે.

[ નાટક ]

પાત્રો.

| | | |
|---|---|---|
| પોપટ | : | પોપટની કાકી |
| પોપટની મા | : | પોપટની બહેન |
| જનાવરોના ગોવાળ | : | પોપટની મોટી મા |

દૃશ્ય ૧.

[ ઘરમાં માદીકરો વાત કરે છે. ]

મા–બેટા, હવે તો તું મોટો થયો, ક્યાંક કમાવા જાને.

પોપટ–ઠીક માડી, ભાતુંપોતું કરો. કાલે જઈશ.

[ પોપટભાઈ કમાવા નીકળે છે. ]

( પડદો પડે છે. )

## દૃશ્ય ૨

[ પોપટ આંબાની ડાળે બેઠો છે. કાચી કેરી પાકી કેરી ખાય છે, હીંચે છે ને ટૌકા કરે છે. એવામાં ગાયોનો ગોવાળ નીકળે છે. ]

પોપટ—એ ભાઈ,

ગાયોના ગોવાળ,
ગાયોના ગોવાળ;
મારી માને એટલું કહે જેઃ—

" પોપટ ભૂખ્યો નથી,
પોપટ તરસ્યો નથી,

પોપટ આંબાની ડાળ,
પોપટ સરોવરની પાળ,

પોપટ કાચી કેરી ખાય,
પોપટ પાકી કેરી ખાય,
પોપટ ટૌકા કરે."

ગોવાળ—બાપુ, હું તે તારી માને ક્યાં કહેવા જાઉં ?
આ ગાયો રેઢી પડે ને ! કહે તો એક
રૂપાળી ગાય આપું.

પોપટ—ઠીક ત્યારે પેલી કાબરીને પાછું બાંધ.

[ ગાય બાંધીને જાય છે. પોપટ ટૌકા કરે છે.
ત્યાં ભેંસોનો ગોવાળ આવે છે. ]

પોપટ—એ ભાઈ,

ભેંસોના ગોવાળ,
ભેંસોના ગોવાળ.
મારી માને એટલું કહે જેઃ—
" પોપટ ભૂખ્યો નથી,
પોપટ તરસ્યો નથી,
પોપટ આંબાની ડાળ,
પોપટ સરોવરની પાળ,
પોપટ કાચી કેરી ખાય,
પોપટ પાકી કેરી ખાય,
પોપટ ટૌકા કરે "

ભેંસોનો ગોવાળ—બાપુ, મારાથી તો નહિ જવાય. આ ડોબાં કોણ સાચવે ? તું તારે એક પાડી-યાળી ભેંસ લઇ લે.

પોપટ—બાંધ પણે પેલા ઝાડ સાથે.

[ ગોવાળ ભેંસ બાંધીને જાય છે. પોપટ ટાકા કરે છે. ત્યાં બકરાંનો ગોવાળ આવે છે. ]

પોપટ—એ ભાઈ,

બકરાંના ગોવાળ,
બકરાંના ગોવાળ.
મારી માને એટલું કહેજેઃ—

" પોપટ ભૂખ્યો નથી,
પોપટ તરસ્યો નથી,

પોપટ આંબાની ડાળ,
પોપટ સરોવરની પાળ,

પોપટ કાચી કેરી ખાય,
પોપટ પાકી કેરી ખાય,
પોપટ ટૌકા કરે."

બકરાંનો ગોવાળ—અરે બાપુ, હું ક્યાં જાઉં? જોઈએ તો બે ચાર બકરાં લઈ લે.

પોપટ—સારૂ, લે બાંધ પેલા ઝાડ હેઠે.

[ ગોવાળ બકરાં બાંધીને જાય છે. પોપટ ટૌકા કરે છે. એમ જૂદા જૂદા ગોવાળો નીકળે છે અને વાત ચાલે છે. બધા જતા રહે છે, ત્યારે પોપટ નીચે ઉતરી બધાં જાનવરોને લઈને વેચવા જાય છે. ]

## દૃશ્ય ૩

[ સ્થળ—બજાર ]

૧લો વેપારી—એ પોપટભાઈ, અહીં આવો.
૨જો વેપારી—અહીં આવો અહીં, પોપટભાઇ.

૩જો વેપારી—પોપટભાઈ, અહીં તો આવો.

પોપટ—બોલો આ ગાયનું શું આપશો ?

૧લો વેપારી—રૂપિયા પચાસ આપું.

પોપટ—[ બીજા તરફ જોઇને ] કહો ભાઇ, તમે શું કહો છો ?

૨જો વેપારી—આપણા સાઠ.

પોપટ—રૂપિયા સો લેવા છે. આ ગાયના સામું તો જુઓ. ૧૫ શેર તો દૂધ આપે છે.

૩જો વેપારી—સોયે નહિ ને સાઠે નહિ, રૂપિયા પોણોસો આપું. વેચવી છે ?

પોપટ—ઠીક ત્યારે, ચાલો લાવો રૂપિયા.

[ ઉપર પ્રમાણે બધાં જનાવરો વેચીને પોપટ રૂપિયા ગણી લે છે. તે પછી રૂપિયાની થેલીઓ ભરીને પોતાના ઘર તરફ જવા નીકળે છે. ]

## દશ્ય ૪

[ રાતનો સમય છે, તેથી સૌ બારણાં વાસીને સુઇ રહ્યાં છે. ]

પોપટ—હાશ, આ માનું ઘર આવ્યું.

[ બારણું ખખડાવે છે. ]

મા, મા,
" બારણાં ઉઘાડો,
બારણાં ઉઘાડો;

પાથરણાં પથરાવો,
ઢોલીડા ઢળાવો,

સરણાઇઓ વગડાવો;
પોપટભાઈ પાંખ ખંખેરે."

મા—( ઘરમાંથી ) અત્યારે કાળી રાતમાં પોપટ કેવો? જાઓ ભાગી જાઓ જે હોય તે.

પોપટ—ત્યારે ચાલને કાકીને ઘેર જાઉં, કાકી બારણાં ઉઘાડશે.

[ જઇને સાંકળ ખખડાવે છે. ]

કાકી, કાકી,
બારણાં ઉઘાડો,
બારણાં ઉઘાડો;

પાથરણાં પથરાવો,
ઢોલીડા ઢળાવો,

સરણાઈઓ વગડાવો;
પોપટભાઈ પાંખ ખંખેરે."

**કાકી**—[ ઘરમાંથી ] અત્યારે મધરાતે કોઈ બારણાં નથી ઉઘાડતું. આવવું હોય તો સવારે આવજે.

**પોપટ**—ચાલ હવે બહેનને ત્યાં જાઉં, વખતે બહેન બારણાં ઉઘાડે તો.

[ બહેનના ઘરની સાંકળ ખખડાવે

બહેન બહેન,
" બારણાં ઉઘાડો,
બારણાં ઉઘાડો



પાથરણાં પથરાવો,
ઢોલીડા ઢળાવો,

સરણાઈઓ વગડાવો,
પોપટભાઈ પાંખ ખંખેરે."

**બહેન**–[ ઘરમાંથી ] અત્યારે કાળી રાતે ભાઈ કયાંથી ? ભાગી જા; તું તો કોઈ ચોર લાગે છે.

[ પોપટ તો ઘણાં સગાવહાલાંને ત્યાં જાય છે, પણ કોઇ બારણું ઉઘાડતું નથી. છેવટે પોપટ મોટી માને ત્યાં જાય છે અને બારણાં ખખડાવે છે. ]

**પોપટ**–મોટીમા મોટીમા,

" બારણાં ઉઘાડો,
બારણાં ઉઘાડો;

પાથરણાં પથરાવો,
ઢોલીડા ઢળાવો,

સરણાઈઓ વગડાવો,
પોપટભાઈ પાંખ ખંખેરે."

**મોટીમા**—અરે અત્યારે મારો પોપટ ક્યાંથી? ઉભો રહે મારા સાવજ; આ આવી.

[ **મોટી** મા બારણું ઉઘાડે છે. ]

**પોપટ**—મોટીમા પાયે લાગું છું.

**મોટીમા**—આવ મારા બાપા તારાં દુઃખડાં લઉં.

[ દુઃખડાં લે છે—ટાચકા ફોડે છે. ]

સો વરસનો થાજે મારા બાપલા.

[ પછી **મોટી** મા પાથરણાં પથરાવે છે. ઢાળીડા ઢળાવે છે, સરણાઇઓ વગડાવે છે. ]

**મોટીમા**—દિકરા, બેસ આ ગાદલા ઉપર; જો આ સરણાઇઓ કેવી સારી વાગે છે.

[ બેઠા પછી પોપટ પાંખ ખંખેરે છે. રૂપિયા ખણુ ખણુ ખણુ પડે છે. ]

**પોપટ**—લો માડી, આ મારી કમાણી.

**મોટીમા**—આ તો મારો દિકરો બહુ કમાયો. આવ મારા બાપા, તને ખોળામાં બેસાડું.

[ પડદો પડે છે. ]

[ ખેલ ખલાસ ]





મઢૂલી મઝાની પેલે તીર.

# મઢૂલી

મઢૂલી મજાની પેલે તીર,
સન્તો વહાલાં અનેરી અમારી એ લગીર.

વૃક્ષો વેલડીઓ વાળાં,
કુમળાં ફૂળફુલ રસાળાં.
લઇ જાઓ લહાણુ એ લગીર. સન્તો૦

મનની કંઇ મોજમજાઓ,
રસિયાં ઉરનો કંઈ લહાવો.
લેવાને આવજો લગીર. સન્તો૦

સામે સંસારી વિલસે,
વચ્ચે જીવનસરિતા વહે.
રેલવીએ ત્યાં રસરંગ લગીર. સન્તો૦

ઉડવાય સફર સહિયારી,
સુખદુઃખની કંથા ધારી.
આનંદ ઔર એ લગીર. સન્તો૦

લગની સહેવા સહાવાની,
ગીતડાં પ્રભુનાં ગાવાની,
લાગે તે આવજો લગીર. સન્તો૦

# ધનસી

ધનસી આઠ વરસનો છોકરો છે, એ જાતે આંધળો છે. એ આખો દહાડો ધોતલી ને પહેરણ ને ટોપી એ બધાંનો ઠઠારો કરીને ફરતો નથી. ધનસી કંમરે એક દોરડી બાંધી તેમાં લંગોટી ખોસીને ફરતો ફરે છે. પણ લંગોટીમાંયે તે પોતાનું શોખીનપણું બતાવે છે. તે લંગોટીનો એક છેડો આગળ અને બીજો છેડો પાછળ લટકતો રાખે છે.

એવડો નાનો છે પણ કહો તેવા ઝાડ ઉપર ચડી જાય. વડ કે પીંપળા કે આમલી ઉપર ચડે તેમાં તો નવાઈ જ શું, પણ નાળિયેરી અને તાડ ઉપર પણ ચડી જાય. વાંદરા જેટલી ચપળતાથી તે ઝાડ ઉપર ચડી જાય છે અને ચડતાં પેલો લંગોટીનો છેડો લટકતો હોય તે પૂંછડી જેવો દેખાય! એટલે આપણને લાગે કે, આ તે ધનસી કે નાનકડો વાંદરો ?



ધનરસી લખોટીએ રમે છે, ત્યારે પાંચ પાંચ દસ દસ હાથ છેટે લખોટી પડી હોય તેને યે તડ દઈને તે આંહી પાડે છે. ગિલ્લી દંડામાંયે તે એવો જ. અને અગરપટ્ટામાં તો બિલાડીના બચ્ચાની પેઠે હાથમાંથી સરકી જાય.

પણ કોઇ એમ ન ધારશો કે, ધનસી ખાઇપીને આખો દિવસ રમ રમ જ કરતો હશે. છાપરી છાવાની હોય તો ધનસી ચડપ ઉપર ચઢીને કામ કરવા મંડી જાય. છાપરીના માળિયા ઉપર છાણાં ખડકવાં હોય તો તેમાંયે ધનસી કામે વળગી જાય. વાડામાંથી છાણાંની ટોપલીઓ ભરીને લાવવવાનું કહે તો તે માટે યે તૈયાર, અને માળિયા ઉપર ચડવાને એને નીસરણીની જરૂર થોડી જ પડે છે ? એ તો થાંભલે બાઝીને પટ પટ ચડી જાય.

એના ખેતરમાં મોલ પાકયા હોય ત્યારે ધનસીને ખરૂં કામ હોય છે: ગોફણ અને તીર કામઠું લઇને એ

ખેતરમાં પહોંચી જાય છે અને પંખીઓને ઉડાડતો ત્યાંજ રહે છે. ગોફણમાંથી તે ધાર્યો ઘા કરી શકે છે અને તીર કામઠામાં પણ એ પાકો નિશાનબાજ છે. ખેતર સાચવવાનું કામ ન હોય ત્યારે તે પોતાનાં ગાય બળદને સીમમાં ચારવા લઇ જાય છે. એને ટાઢ નડે નહિ અને વરસાદ પણ કાંઇ હિસાબમાં નહિ.

હમણાં તો ધનસી રેંટિયો શીખે છે. છે ઠીંગુજી એટલે હાથો ઝાલે તો ત્રાક છેટી પડે અને ત્રાક તરફ નમે તો હાથો છુટી જાય ! તોયે એ રેંટિયાને એમ છોડે એવો નથી.

આટલું આટલું રમે અને આટલું આટલું કામ કરે, પછી ભૂખ લાગવામાં મણા રહે ? ધનસી તો જુવારનો રોટલો ને ભડકું ધરાઈ ને ઝાપટે. કોઈ વાર છાશનું ટીંપુ હોય તો ઠીક, નહિ તો મરચાનું અથાણું મળ્યું એટલે બધુંય આવી ગયું.

# જૂનાગઢ

એનું નામ જ જૂનાગઢ—એટલું બધું જૂનું કે તેનો તાગજ નાહ. જૂનાગઢ શહેર ભલે એટલુ જૂનું નહિ હોય, પણ જૂનાગઢ કંઇ એકલા શહેરનું જ નામ નથી. મૂળ તો જૂનાગઢ એટલે ગિરનાર ગઢ.

ઉંચો ગઢ ગિરનાર ચડવો હોય તો જૂનાગઢ જવું પડે. જૂનાગઢ શહેર ગિરનારની તળેટીમાં વસેલું છે.

જૂનાગઢને બધાં જૂના શહેરોની માફક મજબૂત કોટ છે, અને કોટની અંદર પાછો ટેકરી ઉપર ઉપરકોટ છે. ઉપરકોટમાં જૂના વખતમાં કોઇ રાજાઓની લશ્કરી છાવણી રહેતી હશે. ત્યાં અડીકડીની વાવ અને નવ-ઘણ કુવો જોવા જેવાં છે. એ કુવો અને એ વાવ કેટલાં જબરાં છે, કેટલાં ઉંડાં છે; એનો ખ્યાલ તો નજરે જોઈએ ત્યારે જ આવે. એને વિષે એક દુહો છેઃ

અડીકડી વાવ ને નવઘણ કુવો,
એક વાર ન જોયો તે જીવતો મુવો.

આજે તો બન્ને અવાવરૂ પડયાં છે. અંદર પાણી



નરસિંહ મ્હેતા.

ગંધાય છે અને કબૂતરો વાસ કરે છે. પણ જે વખતે એમાં અમૃત જેવાં જળ હશે અને મોટા બખ્તરવાળી જોદ્ધાઓ અંદર ઉતરીને પાણી પીતા હશે તે વખતને ધન્ય છે.

જૂનાગઢમાં જવું તો કેસરી સિંહો જરૂર જોવા. જૂનાગઢ પાસે ગિરનાં જંગલ છે. તેમાં વનરાજ સિંહ વસે છે. દુનિયામાં ગિરના સિંહથી હદ આવી રહી. એ તરફના લોકો સિંહને સાવજ કહે છે.

જૂનાગઢના અજાયબ ઘરમાં દસબાર સાવજો પૂરી રાખેલા છે.

આપણા "જાગને જાદવા, કૃષ્ણ ગોવાળિયા" જેવાં પરભાતિયાં ગાનારા નરસિંહ મહેતા જૂનાગઢના હતા. જૂનાગઢમાં જઈએ તો લોકો મહેતાજીનો ચોરો હજુ બતાવે છે. નાનું સરખું ઘર છે. ફળિયામાં તુલશી ક્યારો છે. એક ઓરડીમાં નરસિંહ મહેતાની મૂર્તિ પણ કોઈએ બેસાડી છે.

નરસિંહ મહેતા રોજ દામોદર કુંડે નહાવા જતા એવી વાર્તા છે. જૂનાગઢ શહેરની બહાર, ગિરનાર પર્વત તરફ જતાં એ કુંડ આવે છે. અત્યારે તો તે એટલો ગંદો રહે છે કે, અંદરથી આચમન પણ લઈ ન શકાય.

દામોદર કુંડ મૂકીને આગળ જતાં એક મોટો શિલાલેખ આવે છે. ૨૨૦૦ વર્ષ પહેલાં આ તરફ

અશોક રાજાની આણ ચાલતી. એ શિલાલેખના અક્ષરો દેવનાગરી જેવા નથી, જૂદી જ જાતના છે. અશોક રાજા ભગવાન બુદ્ધનો ધર્મ પાળતો. શિલાલેખમાં તેણે પોતાની પ્રજાને એ ધર્મનો ઉપદેશ કરેલો છે.



# ભીમ

ભીમની વાતો સાંભળવી કોને નહિ ગમતી હોય ? જાડો જાડો લઠ્ઠ જેવો, ઉંચો ઉંચો પહાડ જેવો ! એની ગદા કેવી જબરી, ૫૦ માણસથી પણ ઉપડે નહિ એવડી !

કોઈ રાક્ષસ આવે અને ગદા પાસે હોય નહિ તો ભીમ શું ડરી જાય ? ડરે ત્યારે ભીમ શાનો ? વનમાં મોટા ઝાડ તો ઉગ્યાં હોય ને ? જાડું ઝાડ જોઇને ભરે બાથ અને કડડડ કરતું ખેંચી કાઢે મૂળ સોતું, એ ભીમની ગદા !

ભીમ ખાવા બેસે તો ગાડું ભરીને ખાઇ જાય. એ તે માણસ કે મોટા હાથી ?

એકવાર સો કૌરવો ઝાડ ઉપર ચડયા હતા અને ઉપર બેઠા બેઠા પાંડવોને ખીજવતા હતા. ભીમ એવું

સાંખે ? ઝાડના થડને ઝાલીને એણે ઝાડ ઢંઢોળ્યું. એવું જોરથી ઢંઢોળ્યું કે, કૌરવો તો ટપોટપ ઉપરથી ખરી પડયા ! જાણે આંબા ઉપરથી સાખો ખરી !

એક વાર પાંડવો મેળો જોવા ગયેલા ત્યાં કપટી કૌરવોએ દગો કર્યો. તેમને રહેવાનો મહેલ લાખનો બનાવ્યો હતો. પાંડવો રાત્રે સૂતા હતા તે વખતે લાગ જોઇને કૌરવોના દૂતોએ લાક્ષાગારને આગ દઇ દીધી. પાંડવો બેબાકળા થઈ ગયા પણ સાથે ભીમ હતો તો. એણે એક ખભે ધર્મરાજાને અને એક ખભે અર્જુનને બેસાડયો; એક કાખમાં નકુળને અને બીજી કાખમાં સહદેવને ઘાલ્યો. માતા કુન્તીજીને માથે બેસાડયાં. એમ કરીને ભીમ બળતા ઘરમાંથી નાઠો ને બધાં હેમખેમ બચી ગયાં.

ભીમે બકરાક્ષસને મારેલો તેની એક સરસ કથા છે. પાંડવો માતા કુન્તીજીની સાથે વિરાટ નગરમાં



ભીમસેન અને બકરાક્ષસનું યુદ્ધ.

રહેવા આવ્યા હતા. કોઈ ઓળખી ન જાય માટે તેમણે બ્રાહ્મણનો વેષ લીધો હતો અને કોઈ બ્રાહ્મણને ઘેર ઉતારો કર્યો હતો.

એ ગામમાં બક નામના રાક્ષસનો મોટો ત્રાસ હતો. તે જંગલમાં રહે અને ગામના માણસોને મારી ખાય. પછી લોકોએ એને વિનવીને કહ્યું કે; અમે પોતે જ વારા કાઢીને એક એક માણસ અને ગાડું ભરીને અન્ન તને રોજ મોકલશું, પણ તારે કોઇ દિવસ અમારા ગામમાં આવવું નહિ. બકરાક્ષસે એ શરત કબૂલ કરી હતી.

હવે એવું બન્યું કે, જે બ્રાહ્મણના ઘરમાં પાંડવોએ ઉતારો કર્યો હતો; તેના ઘરનો વારો આવ્યો હતો. રાતમાં બિચારાં ભેગાં મળીને કલ્પાંત કરતાં હતાં. બાપ કહે કે હું જાઉં; મા કહે ના મને જવા દો; બાળકો કહે એ બધાં કરતાં અમને જ મોકલો. પાંડવો

તો બહાર ગયા હતા, પણ માતા કુન્તાજીએ આ બધું સાંભળ્યું. તેમણે બ્રાહ્મણને કહ્યું કે તારે ચિન્તા કરવી નહિ, મારે પાંચ દિકરા છે; તેમાંથી એક જણ રાક્ષસ પાસે જશે.

ભીમને ખબર પડી કે તરત તે તો બકરાક્ષસ પાસે જવાને તૈયાર થઈ ગયો. લાડુનું ગાડું તૈયાર કર્યું અને ભીમ બળદને હાંકવા બેઠો. ભીમ તો ધીરે ધીરે ગાડું ચલાવે, જાણી જોઈ ને વાંકે ચૂકે રસ્તે જાય ને મોડું કરે. પેલો બકરાક્ષસ મોડું થતું જાય તેમ ઉંચો નીચો થતો જાય, ઝાડ ઉપર ચડીને જુએ કે, હજુ કોઇ આવે છે કે નહિ. ક્રોધથી એ દાંત પીસતો હતો અને મનમાં કહેતો હતો કે, જો કોઈ આવે નહિ તો નગરના એકે એક માણસને ખાઇ જાઉં.

મોડું મોડું બપોર પછી ભીમનું ગાડું પહોંચ્યું. ગાડું ખટક ખટક કરતું કરતું ચાલ્યું જાય છે અને ભીમ

તો પાછળ મોઢું કરીને અંદરના લાડવા ઉડાવતો જાય છે !

ઝાડ ઉપરથી બક આ બધું જોયું. તેની આંખો લાલચોળ થઈ ગઇ. ઝાડ ઉપરથી કુદીને નીચે પડયો અને ભીમને મારી નાખવા દોટ મૂકી પણ ભીમને કોઇ પહોંચે ? બન્ને જણ બાથંબાથા આવ્યા અને આખરે ભીમે બકરાક્ષસને મારી નાખ્યો અને ઢસડીને વિરાટ નગરીના દરવાજામાં તેને નાખ્યો.

એ તોઃ—<br>
ભીમસેન ભાથી,<br>
ને મકનો રે હાથી !



# કોશિયો

( ૧ )

કણબીના ધંધામાં કોશિયો માણે,

સુખે હાંકવો કોશ રે!

આવી તે સાકર શેરડી ને.

ગાળ તે રાતા ચોળ છે ઝાંસા,

બે બળદને ખેંચવા વાસા.

ઉજળે લુગડે આપ વખાણે,

કણબીના ધંધામાં કોશિયો માણે,

સુખે હાંકવો કોશ રે.

( ૨ )

હાલો રે હાલો બાપલા મારા,

માનો જણ્યો મને માન રે.

સાચા સહોદર વીર બન્ને,

ધોળાં ધોળાં બળદાં ગાભલાં,

પહોળાં પહોળાં ઝૂલતાં શંઘલાં,

વીરા કોશિયો પડખે તારા,
હિંમત વીરા રાખજે મારા,
માનો જણ્યો મને માન રે.

( ૩ )

લીલાં લીલાં ખેતરાં ભાળો,
ભાળીને ચાલો ભાઇ રે.
રામને રટતા ચાલજો ને.
ચાલીને લીલી ચાર તે પામો,
કોશિયા ભાઇનો રોટલો કામો.
રાડાં તારાં ને દાણો મારો
લીલાં લીલાં ખેતરાં ભાળો.
ભાળીને ચાલો ભાઇ રે



# ઓળકોળામણો

"બોલો ભાઈઓ, ઓળકોળામણો કોને રમવું છે?"

" એ વળી કેવી રમત? આ રમત તો સાવ નવી સાંભળી."

" કેમ? ઓળકોળામણો જાણતા નથી? ઝાડ ઉપર ચડીને ઝાલઝલામણી રમીએ તે. તમારે ત્યાં એવી રમત ન રમે?"

" હા હા, ખૂબ રમે. અમે એને આમલીપીંપળી કહીએ છીએ."

" ચાલો ભાઈઓ કોને રમવું છે?"

" એ અમારે અમારે અમારે."

" પણ કાશી બહેન, તમને ઝાડ ઉપર ચડતાં આવડશે કે? પાછો ઝાડ પરથી ઝટ દઇને ઠેકડો પણ મારવો પડશે હં."

" હા બાપુ હા, એટલું ઝાડ ઉપર ચડતાં નહિ આવડતું હોય ? કહો તો આ વડની ઠેઠ ટોચે ચડી આવું."

" સતીશચંદ્ર, તમે તૈયાર થઈ ગયા છો, આજે રમી શકશો કે ? કાલે વડ ઉપરથી પડી ગયા હતાને."

" તે એ તો ક્યારનું મટી ગયું. મેં તો કાલને કાલ જ પાટો કાઢી નાખ્યો હતો."

" ચાલો ત્યારે આજે મારે માથે જ દા. પણ બે પગ વચ્ચેથી લાકડી કોણ ફેંકશે ?"

" મૂળજી, તમે જ ફેંકોને. તમે લાકડી ફેંકીને ઝટ દોડી શકો તેવા છો."

" એ લાકડી ફેંકું છું હોં કે; બધાં ઝાડ ઉપર ચડી ગયાં કે ?"

" ભાઇ, જરાક તો ખમો, રસીલા બહેન હજી ઝાડ ઉપર ચડે છે."

" ભાગજો, લાકડી ફેંકું છું."

"અરે આ વખતે લાકડી ખૂબ આઘે ફેંકી દીધી."

" એ આવ્યો છું હો કે, ભાગજો. "

" કુસુમ બહેન કુસુમ બહેન, ઉતાવળ કરો. ઝટ ઝાડ પરથી હેઠે પડીને લાકડીને કુંડાળામાંથી ફેંકી આવોને. "

" ના બા, મારાથી નહિ દોડાય. "

" ઉભાં રહો ત્યારે મને જવા દો, રમણિક ઝાડ ઉપર ચડીને આપણને પકડવા આવે ત્યાં તો ફરીવાર લાકડી ફેંકી આવું. "

" લો, રમણિકભાઈ, ફરી વાર દા આપો. "

" અમે તો વડના વાંદરા ! એમ કંઇ હાથ ન આવીએ ! "

" ચાલો ત્યારે પૂરી વાર. "



# કામધેનુનું પૂજન.

પોતપોતાના રેંટિયા સામે બેસો. પૂજાની સામગ્રી પોતપોતાની પાસે રાખો. હવે પૂજન શરૂ થાય છે.

પ્રથમ રેંટિયાને ચારે તરફથી ઘસીને સાફ કરો. બોલો—" હે કામધેનુ, તને નમસ્કાર. તું સ્વચ્છ છે, તેવાં અમારાં દિલ સ્વચ્છ થજો."

હવે રંગો લો અને જેને જે રીતે ગમે તે રીતે રેંટિયાને રંગો. રંગતાં રંગતાં બોલો:—

હે કામધેનુ, તને નમસ્કાર. તું રંગાય છે, તેવાં અમારાં દિલ રંગાજો. તારી કૃપાથી અમને દેશસેવાનો અને પ્રભુસેવાનો રંગ ચડજો. "

હવે પુષ્પથી રેંટિયાને શણગારો, અને શણગારતાં શણગારતાં બોલો:—" હે કામધેનુ, તને નમસ્કાર. આ પુષ્પોથી તું શોભે છે, તેવો તારા વડે અમારો દેશ શોભજો. તારી સુગંધિથી દેશ પરદેશ મઘમઘજો."

હવે ચંદનમાં રંગીને માળ ચડાવો અને બોલો—"હે કામધેનુ, તને નમસ્કાર. આ માળથી જેમ તારાં જૂદાં જૂદાં અંગો સંધાય છે, તેમ તારી કૃપાથી નાનાં અને મોટાં, ગરીબ અને તવંગર સંધાજો."

હવે તેલથી રેંટિયાને ઉંગો. બોલો:—" હે કામધેનુ, તને નમસ્કાર. તારી કૃપા રૂપી તેલથી અમારી અંદર કોઇ ઠેકાણે ઘસારો કે કલહ ન રહેજો."

હવે પૂણી ધરાવો. " હે કામધેનુ, ત નમસ્કાર. તું અસંખ્ય પૂણીઓ આરોગજે અને તારા સૂતર રૂપી દૂધની ધારાથી આ દેશનાં સંતાનોને પોષણ આપજે."

હે કામધેનુ, નમસ્કાર, નમસ્કાર, નમસ્કાર !

હવે સૌ કાંતે અને સંગીત શાસ્ત્રીજી સુંદર સંગીત ચલાવે.



# वन्दे मातरम्

**वन्दे मातरम्** એટલે માતાને વન્દું છું. માતા તે આપણી માતૃભૂમિ.

સામેનો નકશો આપણી માતૃભૂમિનો છે. તેનાં હિન્દુસ્તાન અથવા ભારતવર્ષ અથવા આર્યાવર્ત એવાં નામો કહેવાય છે.

હિન્દુસ્તાન દેશમાં પ્રથમ મસ્તક નમાવો પર્વત-રાજ હિમાલયને.

બીજું મસ્તક નમાવો પતિત પાવની ગંગામૈયાને.
ત્રીજા નમસ્કાર અર્પો વિદ્યાધામ એવી કાશીને.
ચોથું વંદન હજો શ્રી કૃષ્ણ ભગવાનની દ્વારિકાને
પાંચમું વન્દન વહાલી માતા નર્મદાજીને.
છઠ્ઠું નમન હજો રામસીતાની પંચવટીને અને
સાતમું ભારત માતાનાં ચરણરૂપી કન્યાકુમારીને.

વંદે માતરમ્

ભારતવર્ષની સાત નદીઓ અને સાત નગરીઓનાં નામ નીચે લખેલા શ્લોકોમાં આવે છે. એ બધાં આપણા દેશમાં પ્રાચીન કાળથી પવિત્ર મનાયાં છે. ભારત માતાનાં બાળકોએ રોજ પ્રાતઃકાળમાં આ શ્લોકો બોલી આપણા પ્રાચીન તીર્થોનું સ્મરણ કરવું જોઇએ.

## સાત નદીઓનો શ્લોક

ગંગાજી યમુનાજી ને ગોદાવરી સરસ્વતી,
નર્મદા સિન્ધુ કાવેરી—સાતે પાપ હરો નદી.

## સાત નગરીઓનો શ્લોક

અયોધ્યા, મથુરા, માયા, કાશી, કાન્ચિ, અવન્તિકા.
પુરી દ્વારામતી પુણ્યા, એ સાતે મોક્ષદાયિકા.

